# કવિ દયારામનો અક્ષરદેહ

*

# નવલરામની જીવનકથા

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

પ્રકાશક
ફાર્બસ ગુજરાતી સભા : મુંબઈ

મુખ્ય વિક્રેતા
એન. એમ. ત્રિપાઠી પ્રાઈવેટ લિમિટેડ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

# કવિ દયારામનો અક્ષરદેહ

ગુર્જરભાષાના પ્રાચીન મહાકવિઓમાંના
છેલ્લા મહાકવિના હૃદયના ઉદ્ગારોના
મર્મભાગનું શોધન



ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

પ્રકાશક
ફાર્બસ ગુજરાતી સભા : મુંબઈ



મુખ્ય વિક્રેતા
એન. એમ. ત્રિપાઠી પ્રાઇવેટ લિમિટેડ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

# નિવેદન

સાક્ષર શ્રી ગોવર્ધનરામની શતાબ્દી નડિયાદમાં તા. ૨૬મી (દશેરા) ઑક્ટોબર ૧૯૫૫ને દિવસે શ્રી કનૈયાલાલ મુનશીને પ્રમુખપદે અને મુંબઈમાં નવ સાહિત્યસંસ્થાઓ તરફથી તા. ૧૦મી જાન્યુઆરી ૧૯૫૬ને દિવસે શ્રી કૃષ્ણલાલ ઝવેરીને પ્રમુખપદે ઊજવાઈ હતી.

મુંબઈની એ સભાએ, શ્રી ગોવર્ધનરામનું સ્થાયી સ્મારક રચવાના ઉદ્દેશથી, શ્રી કૃષ્ણલાલ ઝવેરીના નેતૃત્વ નીચે એક સમિતિ નીમી હતી. આ સ્મારક સમિતિએ સ્વર્ગસ્થ સાક્ષરનું નડિયાદનું નિવાસસ્થાન ખરીદીને ત્યાં ગોવર્ધનરામસ્મૃતિમંદિર સ્થાપવાનો અને એ મહાન લેખકના અપ્રસિદ્ધ અને અપ્રાપ્ય ગ્રંથોનું પ્રકાશન થાય એવી યોજના કરવાનો નિર્ણય કર્યો હતો.

આ બે ઉદ્દેશો પાર પાડવા સ્મારક સમિતિએ ઓછામાં ઓછા પચાસ હજાર રૂપિયા ભેગા કરવાની ધારણા રાખી હતી: પણ તે લગભગ પચીસ હજારનું ભંડોળ ભેગું કરી શકી હતી.

ગોવર્ધનરામનું ઘર ગીરો મુકાયેલું હતું. એ પાછું મેળવતાં સમિતિને પચીસ હજારથી વધારે ખર્ચ થયું. આ સંયોગોમાં સમિતિએ ઘરનો પાછલો ભાગ લલિતાવનિતાશ્રમને રૂ. ૧૩,૫૦૦માં વેચ્યો અને ઘરનો આગલો મુખ્ય ભાગ ગોવર્ધનરામસ્મૃતિમંદિર તરીકે રાખ્યો. ગોવર્ધનરામનાં સ્વ. પત્ની લલિતાગૌરીના સ્મારક તરીકે નડિયાદમાં નરહરરામે વનિતા-આશ્રમ સ્થાપ્યો હતો, એટલે સંયોગોવશાત્ એક જ સ્થલે "ગોવર્ધનરામ સ્મૃતિમંદિર" અને "લલિતા વનિતા-આશ્રમ" સ્થપાયાં એ પણ બહુ ઉચિત થયું.

વહીવટ માટે "ગોવર્ધનરામ સ્મૃતિમંદિર", આ સમિતિએ નડિયાદના શ્રી ડાહીલક્ષ્મી લાયબ્રેરી ટ્રસ્ટને, રૂ. ૬૦૦૦)ની રકમ સાથે, સોંપી દીધું છે; એટલે હવે સ્મૃતિમંદિરનો સ્થાયી નિભાવ થશે એવી આશા છે.

ગોવર્ધનરામનાં અપ્રાપ્ય પુસ્તકોના પ્રકાશન માટે સમિતિએ હમણાં સુધીમાં શ્રી ફાર્બસ સભાને રૂ. ત્રણ હજારની રકમ સોંપી છે,

અને એમાં હજી થોડો ઉમેરો થશે. સ્મારક સમિતિએ અને ફાર્બસ સભાએ આ રકમમાંથી શરૂઆતમાં ગોવર્ધનરામનાં નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે:

૧. કવિ દયારામનો અક્ષરદેહ

૨. નવલરામ લક્ષ્મીરામની જીવનકથા

૩. સાક્ષરજીવન

૪. "ગુજરાતના પ્રાચીન સાહિત્યના ઇતિહાસનું દિગ્દર્શન"– પહેલી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે આપેલું ભાષણ

૫. Classical Poets of Gujarat

એ યોજના અનુસાર 'દયારામનો અક્ષરદેહ' આજે પ્રકટ થાય છે. બીજાં ચાર પુસ્તકો પણ ક્રમશઃ પ્રકટ થશે. એ છૂટાં છૂટાં છપાશે અને, અભ્યાસીઓની સુગમતા ખાતર, એ પાંચે પુસ્તકોનું સાથે બાંધેલું વોલ્યુમ પણ મળી શકશે. ભંડોળ વધશે તેમ ગોવર્ધનરામનાં બીજાં લખાણોનું પ્રકાશન કરવાનું પણ ધ્યેય છે.

તા. ૨૦મી ઑક્ટોબર ૧૯૫૭ને દિવસે ગોવર્ધનરામની જન્મતિથિએ "ગોવર્ધનરામ સ્મારકમંદિર"ના ઉદ્ઘાટનનો વિધિ શ્રી ઉમાશંકર જોષીને હસ્તે થાય એમ સમિતિ તરફથી યોજના થઈ છે. એ પ્રસંગે ગોવર્ધનરામની અંગ્રેજી નોંધપોથી–સ્ક્રેપ બુક–નો એક મહત્ત્વનો ભાગ, જુદા પુસ્તકરૂપે, એન. એમ. ત્રિપાઠી લિ. તરફથી પ્રસિદ્ધ થશે.

સ્મારકસમિતિના કાર્યમાં જે જે વ્યક્તિઓ અને સંસ્થાઓએ સહકાર આપ્યો છે તે સહુનો આ સ્થલે હું સમિતિ તરફથી આભાર માનું છું. સમિતિનું કાર્ય પૂરું થતાં પહેલાં તેના પ્રમુખ શ્રી કૃષ્ણલાલભાઈનું ખેદજનક અવસાન થયું તેથી આ કર્તવ્ય મને પ્રાપ્ત થયું છે.

ખાર–મુંબઈ
૧–૧૦–૧૯૫૭

કાન્તિલાલ છ. પંડ્યા

# પ્રસ્તાવના

અમદાવાદની ગુજરાત સાહિત્યસભાના અધિકારીઓની ઇચ્છાથી આ લેખ તૈયાર કર્યો હતો. પરંતુ સભામાં વાંચવાને માટે યોગ્ય વિવેચન કરતાં લેખનો વિસ્તાર વધી જવાથી એના કેટલાક ભાગને જ વાંચી બતાવવા યોગ્ય લાગ્યા. તે પણ લેખકની શરીરપ્રકૃતિની અવ્યવસ્થાને લીધે બન્યું નહીં. અંતે ગુર્જર સાહિત્યના સર્વાંગના શોધક રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ. ને ગયા ભાદ્રપદમાં લેખકે આ લેખના ઉક્ત ભાગોને ઉક્ત સભા પાસે વાંચી આવવા વિજ્ઞપ્તિ કરી તે તેમણે કૃપા કરી સ્વીકારી. હવે એ ભાગો સમેત સર્વ લેખ આ ગ્રન્થદ્વારા ગુર્જર વિદ્વાનોની સેવામાં મૂકવામાં આવે છે.

ગો. મા. ત્રિ.
નડીઆદ, વિક્રમાર્ક ૧૯૬૨

નોંધ—આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ સાક્ષર શ્રી ગોવર્ધનરામભાઈના અવસાન બાદ ઈ. સ. ૧૯૦૮ માં બહાર પડી હતી અને તે, કલકત્તાની ‘ એક લિપિ વિસ્તાર પરિષદ ’ના ઉદ્દેશને અનુસરી, દેવનાગરી લિપિમાં મુદ્રાંકિત થઈ હતી.

## "દયારામનો અક્ષરદેહ" એ સંબંધી કેટલાંએક છૂટક સ્મરણો

જ્યારે કૉલેજમાં રજા પડવાથી હું નડીઆદ જતો ત્યારે મારા સમયનો મોટો ભાગ ગોવર્ધનભાઈની સાથે ભિન્ન ભિન્ન વિષયો ઉપર વાતો કરવામાં જતો. તેમાં તેમના લેખનવાચન વિષે પણ ઘણીવાર વાતો થતી. તે પ્રમાણે "દયારામનો અક્ષરદેહ" એ સંબંધી પણ તેમણે મને પ્રસંગે પ્રસંગે વાતો કરી હતી. તે વાતો વગેરેમાંથી મને જે થોડુંઘણું સ્મરણમાં છે તે અત્ર એકત્ર કરવા પ્રયાસ કરું છું. "દયારામનો અક્ષરદેહ." એ પુસ્તક કેવી રીતે લખાયું? તેમાં પૂર્વે કેટલું લખવા વિચાર હતો ને તે આ રૂપમાં કેમ લખાયું? તે લેખનો મોટો ભાગ પુષ્ટિમાર્ગનાં રહસ્યો સમજાવવામાં કેમ રોકાયો?—એ અને એવા એવા જિજ્ઞાસાના અનેક વિષયો વિષે જાણવાકરવામાં જો આ નમ્ર સ્મરણસંચય કામમાં લાગશે તો હું કૃતકૃત્ય થઈશ. ખાસ વિજ્ઞપ્તિ માત્ર એટલી જ કે આ સ્મરણસંચય વાંચતાં નીચેની બાબત ઉપર ધ્યાન આપવા જેવું છે. જે જે થોડું ઘણું મને યાદ છે, જે તાજા સંસ્કારો મારા સ્મરણપટ ઉપર પડેલા છે, તેનું યથાસ્થિત પ્રતિબિંબ વાચકની સમક્ષ ધરવા હું મારાથી બની શકે તેટલો પ્રયાસ કરીશ તથાપિ ગોવર્ધનભાઈએ મને જે કાંઈ કહ્યું હતું તે હું મારી બુદ્ધિ તથા દષ્ટિ અનુસાર સમજ્યો હોઈશ; એટલે તેની વિશ્વાસપાત્રતા કેટલી ગણવી તેનો નિર્ણય વાચકે કરવાનો છે.

૧. ગોવર્ધનભાઈ ડાયરી તથા "સ્ક્રૅપ" બુક રાખતા અને તેમાં જે અનેક બાબતો લખતા તે સાથે પોતાની કરેલી, કરાતી તથા કરવાની પ્રવૃત્તિઓ સંબંધી પણ લખતા. તે પ્રમાણે ઈસવીસન ૧૯૦૬ ના સંબંધનો કાર્યક્રમ લખી રહ્યા તે વખતે હું મળવા ગયો હતો. તેમણે મને કહ્યું કે "આ વર્ષે ગુજરાતી સાહિત્યની સેવા ખાતે 'સાક્ષરજીવન' તથા 'દયારામનો અક્ષરદેહ' એ બે લખવા વિચાર છે. દયારામ તો મહિનામાસમાં લખી નાંખીશ ને પછી સાક્ષરજીવન પણ બનશે ત્યાં સુધી આ વર્ષમાં જ પૂરું કરીશ. અમદાવાદવાળા

ગુજરાતસભાને ઘણા વખતથી મેં દયારામ સંબંધી લખી મોકલવા કહ્યું છે એટલે હવે તે ઋણ માથેથી પહેલું ઉતારવા વિચાર છે." આ ઉપરથી જણાશે કે અમદાવાદના કેટલાએક ઉત્સાહી સાહિત્યપ્રિય જનોએ સ્થાપેલી ગુજરાતસભાના સ્તુત્ય પ્રયાસનો આ "દયારામનો અક્ષરદેહ" એક શુભ પરિણામ છે. સાહિત્યપરિષદ જેવા મહારંભ માટે, તેમજ અનેક ગુર્જર સાક્ષરોની જયન્તીનિમિત્તના લેખસંગ્રહ માટે, જેમ તે સભાને અભિનંદન ઘટે છે, તેમજ 'દયારામનો અક્ષરદેહ' એ પુસ્તકનું કારણ થવા માટે પણ એ સભાને જ માન ઘટે છે.

૨. મેં એક દિવસ પૂછ્યું કે "અક્ષરદેહ" એવું નામ શા માટે રાખ્યું હશે? તેમણે જવાબ દીધો કે "તે સંબંધી મેં લખ્યું છે એટલે તે વાંચ્યાથી તમને બરાબર સમજ પડશે. સગવડની ખાતર લેખકોના હું ત્રણ વિભાગ પાડું છું. પ્રથમ વર્ગમાં એવા લેખકોનો સમાવેશ થાય છે કે જેઓના લેખો યે સારા હોય છે ને જેમનાં જીવન પણ સારાં હોય છે, તેમના આચારવિચાર બન્ને સાત્વિક હોય છે ને તેમના લેખોમાં પણ સાત્વિકતા જ દૃષ્ટિગોચર થાય છે. તેવા લેખકોનાં જીવનચરિત્રો તથા પુસ્તકો એ બન્ને સંબંધી બહુ લખાવું જોઈએ, જે વાંચ્યાથી લોકોનું હિત થાય. તેવા લેખકોના સંબંધમાં જેટલું લખાય તેટલું ઓછું. બીજા વર્ગમાં એવા લેખકોનો સમાવેશ થાય છે કે જેમનાં પુસ્તકોમાં સારા હિતકર વિચારો પ્રકટ કરેલા હોય છે પણ ગમે તે કારણથી તેમનું જીવન રાજસ કે તામસ હોય છે. તેવા લેખકોનાં પુસ્તકો સંબંધી ને તેમના વિચારો સંબંધી પુષ્કળ લખવું પરંતુ તેમના જીવનની પ્રમાણમાં ઉપેક્ષા કરવી. તેવા લેખકોનાં જીવનો સંબંધી બહુ વિસ્તારમાં લખવાથી લોકોને લાભ થવાને સ્થાને હાનિ વિશેષ થવા સંભવ છે. પરંતુ તેમને અન્યાય થાય તે ઠીક નહિ માટે તેમના સદ્ગુણો સંબંધી તથા તેમનાં પુસ્તકો સંબંધી વિસ્તારથી લખવું જોઈએ અને તેમના દોષ ઉપર બહુ લક્ષ આપવું ન જોઈએ. લેખકોના લેખ સારા હિતકર વિચારોથી પૂર્ણ હોય ને કદાચિત્ તેમનું જીવન બહુ પ્રશંસા કરવા યોગ્ય ન હોય તો તેવા લેખકોના લેખ પણ ન વાંચવા એ મને બરાબર લાગતું નથી. દુનિયામાં એમ

તો કોણ બધી વાતે સંપૂર્ણ છે? કોઈનામાં ગુણ વધારે હોય ને કોઈનામાં ઓછા હોય. સંસારમાં તો સારાસારનાં, ગુણદોષનાં, મિશ્રણો જણાય છે ને ફેર માત્ર અંશનો જ રહે છે. માટે મને તો ઉત્તમ માર્ગ એ લાગે છે કે સારગ્રાહી થવું. જેટલા ગુણ હોય તેનું ગ્રહણ કરવું ને દોષની ઉપેક્ષા કરવી. આપણે હાથે અન્યાય ન થઈ જાય તેની બહુ સંભાળ રાખવી. ત્રીજા વર્ગના લેખકોનાં તો લખાણો તેમ જ જીવન બન્ને લોકોને અહિત કરે તેવાં હોય છે. તેવા લેખકોની તો ઉપેક્ષા જ કરવી. સક્ષેપમાં એટલું જ કે જેથી લોકોનું હિત થવા સંભવ છે તે ઉપર વધારે ધ્યાન આપવું ને જેથી લોકોનું અહિત થવા સભવ છે તેની ઉપેક્ષા કરવી.

દયારામના સંબંધી હજી સુધી જે કાંઈ લખાયું છે તે ઉપરથી મને તે બીજા વર્ગના ગણવા જેવા લાગે છે. કોઈકને ત્રીજા વર્ગના પણ લાગતા હશે. હવે દયારામના જીવનના સંબંધમાં જે કાંઈ લખાયું છે તેને જ જો ખરું માનીએ તો દયારામનું જીવન જાણવાથી લોકોને કાંઈ બહુ લાભ થાય તેમ જણાતું નથી. જે લખાયું છે તે ખરું છે કે નહિ તેનો નિર્ણય કરવાને જે સાધનો જોઈએ તે મેળવવાકરવાને જે શ્રમ કરવો પડે તે મારાથી બની શકે તેમ નથી. એટલે મેં તો માત્ર તેમનાં છપાયેલાં કાવ્યોના સંબંધમાં લખવાનું ઉચિત ધાર્યું છે. તેમના જે લેખો વગેરે છે તેને હું 'અક્ષરદેહ'નું નામ આપું છું. તમે રઘુવંશ ભણ્યા હશો તો તમારા વાંચવામાં સિંહ અને રાજાનો સંવાદ આવ્યો હશે ને તેમાં રાજા સિંહને કહે છે કે 'यशःशरीरे भव मे दयालु' એ તમને સ્મરણમાં હશે. તેણે જેમ યશઃશરીર કલ્પ્યું તેમ હું આ અક્ષરશરીર કલ્પું છું."

૩. એક દિવસ મેં જ્યારે પૂછ્યું કે 'કેમ દયારામનો અક્ષરદેહ સમાપ્ત થયો?' ત્યારે તેમણે ઉત્તર આપ્યો કે "પહેલાં મારા મનમાં એમ હતું કે ગુજરાતસભાના પ્રયોજન માટે બસ થઈ રહે તેટલું જ લખવું પરંતુ જેમજેમ હું દયારામનાં કાવ્યો વધારે ને વધારે વાંચું છું તેમતેમ મને વધારે ને વધારે રહસ્ય જણાય છે ને તેથી વધારે ને વધારે લખવાનું મન થાય છે. હમણાં હું એવા વિચાર ઉપર આવ્યો છું કે દયારામનાં કાવ્યોમાં સમાયેલાં પુષ્ટિમાર્ગનાં રહસ્યો

ખાસ વિસ્તારપૂર્વક સમજાવવા જેવાં છે તેથી દયારામને વધારે ન્યાય થશે તેમ જ મને એમ લાગે છે કે વૈષ્ણવમાર્ગનાં આધારભૂત તત્ત્વો તથા સિદ્ધાન્તો પણ સમજાવાશે. વળી તે દ્વારા ભક્તિમાર્ગ સંબંધી પણ કાંઈક મારાથી લખાશે. એટલે હવે તો ટૂંકા નિબંધને સ્થાને પુસ્તક લખવા વિચાર થાય છે."

મને એમ લાગે છે જે આવા વિચાર ઉપર આવવામાં નીચેની ત્રણ બાબતોની અસર પણ થઈ હશે.—

(ક) એક દિવસે તેમના ટેબલ ઉપર શ્રીમદ્ વલ્લભાચાર્યના ભાષ્યવાળી ભગવદ્ગીતા પડેલી જોઈ. મેં પૂછ્યું કે "આ વળી અહીંયાં ક્યાંથી? તમે આ વાંચો છો કે શું?" તેમણે ઉત્તર આપ્યો કે "હા." મેં પૂછ્યું કે "શા હેતુથી?" તેમણે જવાબ દીધો કે "આપણા ગામના રા. રા. લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ હમણાં વલ્લભાચાર્યના સંપ્રદાયનું જ્ઞાન પ્રસારવાને શાં સાધનો યોજવાં તેનો વિચાર કરે છે. તેમણે મને એમ કહ્યું કે 'શંકરાચાર્યનાં ને રામાનુજાચાર્યનાં પુસ્તકો યુનિવર્સિટીમાં ચાલે છે ત્યારે વલ્લભાચાર્યનાં કેમ દાખલ ન થાય? કાંઈ વલ્લભના અનુયાયીઓની સંખ્યા ઓછી નથી. શું વલ્લભાચાર્યના અનુયાયીઓએ તે પુસ્તકોનો યુનિવર્સિટીમાં પ્રવેશ કરાવવા પ્રયત્ન ન કરવો જોઈએ?' મેં ઉત્તર આપ્યો કે 'જેને વલ્લભાચાર્યના સિદ્ધાન્તો બરાબર લાગતા હોય તેણે તો તેવો પ્રયાસ કરવો જ જોઈએ, બાકી હું પોતે તો તે સંબંધી વાંચુંકરું ત્યાર પછી શું કરવું તે કહી શકું.'" પછી તેમણે તે સંબંધી શું વાંચ્યું તે મને ખબર નથી પણ એમ અનુમાન થઈ શકે કે કદાચિત્ તેમણે તે સંબંધી જે કાંઈ વાંચ્યું હશે તેથી તે સંપ્રદાયના સંબંધમાં તેમની માહિતીમાં વધારો થયો હશે અને દયારામનાં પુષ્ટિમાર્ગ સંબંધીનાં કાવ્યો સમજાવવામાં તે કામે લાગ્યું હશે.

(ખ) તેમનો પોતાનો યોગનો અભ્યાસ પણ તેમને કામ લાગ્યો હોય એમ અનુમાન થાય છે, અને તેનાં ચિહ્નો તેમના લેખમાં પણ જણાય છે. પોતાની "સ્ક્રેપ" બુકમાં પણ તેઓ લખે છે કે "My paper on Dayaram has revealed to me the all-absorbing Yogic element in his works over which my own practice has thrown new good light."

(૩) આ ઉપરાંત તેમની ભક્તિમયી પ્રકૃતિ પણ ભક્તિમાર્ગનું વિવરણ કરવામાં સાધનભૂત થઈ હશે ગોવર્ધનભાઈ એક પક્ષે વેદાન્તદર્શનના અભ્યાસી હતા અને તેમના વિચારોમાં તત્ત્વશાસ્ત્રના અભ્યાસની અસર સ્પષ્ટ રીતે દેખાતી પરન્તુ બીજે પક્ષે કોઈ હરિભક્તનામાં અથવા તો કોઈ આસ્તિક (theist) માં જ આશા રાખી શકાય તેવી ઈશ્વરશ્રદ્ધા તેમનામાં દૃષ્ટિગોચર થતી ' ઈશ્વર કરાવે તે કરવું છે પ્રભુની ઇચ્છા (Great Will) હશે તે થશે ' એવા એવા વચનો જ્યારે તે બોલતા ત્યારે ઈશ્વરસ્વરૂપની તેમની કલ્પના અંગ્રેજીમાં જેને personal કહે છે ને જે ભક્તિમાર્ગની પોષક છે તેવી હોય તેમ લાગતું તેમની આ વિચારશ્રેણીની પણ દયારામને અગરદેહ ' લખવામાં અસર થઈ હશે

(૪) મને એમ સ્મરણમાં છે કે ગોવર્ધનભાઈએ આ વિષય સબંધી લખવાનું શરૂ કર્યું ત્યાર પહેલાં દયારામના કાવ્યો તેઓ ધ્યાનપૂર્વક વાચતા હતા અને ઘણુંખરું તેમાં ઉપયોગી લાગે તે ભાગ ઉપર નિશાની પણ કરતા હું એમ ધારું છું કે આમ વાચતા વાચતા તેઓ કેટલીએક કલ્પનાઓ (theories) રચતા અને તેમની કલ્પનાઓના પક્ષમાં કે વિરુદ્ધમાં શા શા પ્રમાણ મળે છે તેઓ એકઠા કરતા ને તેને અનુસરીને જરૂર પડે ત્યાં પોતાની કલ્પનામાં ફેરફાર કરતા આગને સુધીની ક્રિયા ઘણુંખરું મનમાં જ થતી બધા સાધનો (data) એકઠા કરી તે સબધી સર્વદેશીય વિચાર કરી, તે લખવા બેસતા અને પછી તેમની લેખિની પાણીના પ્રવાહવત્ ચાલી જતી વચ્ચે વચ્ચે જ્યારે ખપ પડે ત્યારે પુસ્તકોમાંથી અવતરણને અર્થે વા બીજા કોઈ કાર્યને અર્થે પુસ્તકનો આશ્રય લેતા તેઓ તેમના દીવાનખાનામાં હીંચકા ઉપર એક બાજુએ બેસી પુસ્તકના મર્મભાગનું સત્વ ચૂસી લેવામાં તલ્લીન ન થઈ ગયા હોય શું તેવી રીતે એકાગ્ર ચિત્તથી વાંચતા, તે સમયનું તાદૃશ ચિત્ર મારાં નેત્ર સમક્ષ ખડું થાય છે તેઓ એક પગ હીંચકા ઉપર મૂકતા અને બીજો પગ અર્ધો સપાટમાં ને અર્ધો બહાર રહેતો ને તે વડે ધીમે ધીમે હીંચકા ખાતા હીંચકાના બીજા ભાગમાં તેમની સામે જ બીજા પુસ્તકો, કેટલાંક ઉઘાડાં કેટલાંક બંધ, કેટલામાં કાગળના કટકા મૂક્યા હોય તેવા, વગેરે પડેલા હોય વળી એમ વાંચને વાંચતે કોઈ વખતે લાંબો શ્વાસ લેતા ને

મૂકતા, તો કોઈ વખતે 'હું' કરીને વિરામદર્શક અવાજ કરતા, જે ઉપરથી એમ જણાતું કે તેમની કલ્પના ખરી પડી હશે. કેટલીક વખત તેમનું મોઢું બહુ ગભરાયેલું દેખાતું ને તેવી વખતે કેટલીક વાર બે હાથે બધું મોં ચોળી નાંખતા ને ખાસ કરીને કપાળ ઉપર ભાર દઈને હાથ ઘસતા. તે ઉપરથી એમ અનુમાન થતું કે તેમનું ચિત્ત હજી શંકાસમાધાન કરી પ્રસન્ન થયું નથી, પરંતુ અંતિમ શાન્તિની પૂર્વેની મન્થનદશા અનુભવે છે. તેઓ વાંચતા તે સમયનું સર્વ ચિત્ર યથાસ્થિત મારા મન આગળ તરી આવે છે, અને પુનઃ તે દિવ્ય મૂર્તિનાં દર્શન ચર્મચક્ષુવડે નથી થવાનાં તે મર્મભેદક વિચાર શોકગ્રસ્ત કરે છે.

(૫) પુસ્તકનો કેટલોક ભાગ તેમને પોતાને ત્યાં લખાયો હતો ને બાકીનો ભાગ પાંડીઆમાં લખાયો હતો. પાંડીઉં એ નામનો નડીઆદના દેસાઇકુટુંબનો બાગ છે. ત્યાં ગોવર્ધનભાઈ પ્લેગના સમયમાં રહેવા જતા. ત્યાં તેઓ એક ભાગમાં પોતાનો તંબુ બંધાવતા ને તેમાં રહેતા. મારા જાણવા પ્રમાણે "દયારામનો અક્ષરદેહ" તે સ્થાનમાં સમાપ્ત થયો હતો. પાંડીઉં નડિયાદ ગામથી આશરે માઈલેક દૂર છે. એક વખતે મને પાંડીઆમાં જમવા બોલાવ્યો હતો તે વખતનું તેમનું ચિત્ર મને હજી યાદ છે. તે વખતે "દયારામનો અક્ષરદેહ" લખાતો હતો. ઉનાળાના દિવસ હોવાથી સવારમાં વહેલા જવાનું મેં ધાર્યું જેથી તડકો વેઠવો ન પડે ને ગોવર્ધનભાઈની સાથે વાતચીત કરવાનો લાભ મળે. આશરે સવારના આઠ વાગે હું પાંડીઆમાં તેમના તંબુ આગળ પહોંચ્યો. તે વખતે તેઓ કાંઈક લખવામાં તલ્લીન થઈ બેઠા હતા. આશરે વીશપચીશ કદમ દૂર ઊભો રહી ઘડીભર તેમને હું નિહાળતો ઊભો હતો તે વખતનું ચિત્ર મારી સ્મૃતિમાં તાજું છે. સ્થાનનો દેખાવ બહુ રમણીય લાગતો હતો ને પ્રાતઃકાલનો પવન મંદ મંદ વાયા કરતો હતો. તંબુ બહાર કંતાનની ખુરશી ઉપર બેસી, એક બાંક જેવું કાંઈક સામું હતું તેના ઉપર કાગળ મૂકી એકાગ્ર ચિત્તે તેઓ લખતા હતા. તેમની સૌમ્ય, સાત્વિક અને વિચારશીલ મુખાકૃતિ, તેમનું ભવ્ય, તેજસ્વી અને સહેજ હિંગળોકી રંગનું લલાટ, તેમના નાકની દાંડીના મધ્ય ભાગની અને ટેરવા વચ્ચે મૂકેલાં ચશ્માં, તેમનો વિચિત્ર વેશ, તેમની ચોખા જેવી મલમલની

ટોપી, તેમનું બે ચાર ગંજીફ્રાક પહેરેલું શરીર, તેમના બે ત્રણ મોજાંની જોડ પહેરેલા ને સપાટમાં અર્ધા મૂકેલા પગ, તેમનું અર્ધું થરડાઈ ગયેલું 'ફ્રાયર્પેન'નું અણિયું, તેમનું શાહીથી ખરડાયેલું સફેદ હોલ્ડર, તેમના ફ્રેન્ચ પેપર, અને તેમનો છાપી છાપીને પાતળા બ્લૂ શાહીથી રંગાઈ ગયેલો રાતો બ્લોટિંગ પેપર એ સર્વ મને બરાબર સાંભરે છે. હું છેક પાસે ગયો ને પાસેની ખુરશી ઉપર જઈને બેઠો ત્યાં સુધી તેમને મારા આવ્યાની ખબર ન પડી. મને જોઈને પૂછ્યું કે "આવ્યા?" મેં ઉત્તર આપ્યો "જી, હા." પછી મે પૂછ્યું કે "દયારામને રજા ક્યારે આપવી છે?" ઉત્તર મળ્યો કે "હવે તો દશ કે બાર દિવસમાં." એપ્રિલના અન્તભાગમાં તે લેખ પૂરો લખાઈ રહ્યો એમ મારી જાણમાં છે.

(૬) દયારામનામાં જે ભાગ બહુ સારા લાગે તે કોઈક પ્રસંગે મને તેઓ વંચાવતા. ઈશ્વરલીલાનું દયારામે વર્ણન કેવી અદ્ભુત રીતે કર્યું છે તેનો એક નમૂનો અને એક પ્રસંગે વાંચવા આપ્યો ને પૂછ્યું કે "સમજ્યા?" મેં ઉત્તર દીધો "જી ના, સમજણ ન પડી." પછી તેમણે તરત વાત ગળે ઉતરી જાય ને મનમાં ઠસી જાય તેમ સમજાવવાની તેમની રીતે એ બરાબર સમજાવ્યું, ને તેમ કરતે કરતે દયારામની અદ્ભુત શક્તિનાં, તેની વિચારપરંપરાની ત્વરિતતાનાં, તેની ભાષાની છૂટના, તેની બંધબેસતી ઉપમાઓનાં વગેરેનાં ઉત્સાહથી અને આવેશથી વખાણ કરતા કરતા તે કવિતાના રસમાં નિમગ્ન થઈ ગયા હતા, તે પ્રસંગનું ચિત્ર પણ હજી મને બરાબર યાદ છે. પછી તે કવિતા ઉપરની પોતાની ટીકા વાંચવા મને કહ્યું. તેમાં તેમણે એવો વિચાર દર્શાવ્યો હતો કે જેમ બરાબર તપી ગયેલા કલેડામાં રાતડીઓ કે જાર પડતાંને વાર જ સુન્દર અને ખવાય તેવા રૂપમાં જોતજોતાંમાં ધાણી બહાર પડે છે તેવી જ રીતે દયારામના મગજમાં કોઈ વિચાર પડ્યો કે તરત જ બહુ રમણીય અને ઉપભોગ કરવા યોગ્ય રૂપમાં તે વિચાર પ્રકટ થાય છે. બધી ક્રિયાઓ વચ્ચે અન્તર એટલું તો થોડું રહે છે કે તે એકી વખતે થતું હોય એમ જણાય છે. આ ઉપમા સાંભળતાં જ મારાથી કહેવાઈ જવાયું કે "જેવી કવિની કૃતિ તેવી જ વિવેચકની ટીકા! દયારામની ઉપમા અદ્ભુત કહેનારની પોતાની જ ઉપમા ક્યાં ઓછી અદ્ભુત છે?" ગોવર્ધનભાઈની બંધબેસતી ઉપમા-

આપવાની શક્તિ તેમનાં પુસ્તકોના કયા રસજ્ઞ વાચકથી અજાણી છે?

(૭) છેલ્લો પ્રસંગ મને એટલો યાદ છે કે મારે વીક-એન્ડ-રીટર્ન ટિકિટનો લાભ લઈ બેત્રણ દિવસ મુંબઈથી નડિયાદ જઈ આવવાનો વિચાર હતો, ને એમ સાંભળ્યું હતું કે એક શનિવારે ગોવર્ધનભાઈ દયારામ વિષેનો લેખ વાંચવા અમદાવાદ જવાના છે. એટલે મેં ધાર્યું હતું કે ગોવર્ધનભાઈ અમદાવાદ જવાના હશે તે શનિવારે હું જઈ પહોંચીશ જેથી તે ભાષણનો મને લાભ મળી શકે. પછી દિવસ નક્કી થયેલો જાણી હું આવ્યો ત્યારે તો સાંભળ્યું કે ગોવર્ધનભાઈની તબિયત ઠીક ન હોવાથી હમણાં બંધ રહ્યું છે. થોડા દિવસ પછી સાંભળ્યું કે ગોવર્ધનભાઈથી જઈ શકાય તેમ ન હોવાથી રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જઈને તે લેખ વાંચી આવશે, ને આખરે તેમ જ થયું.

મને જે થોડુંઘણું યાદ છે તે અત્ર લખી આ નમ્ર સ્મરણસંચય વાચક સમક્ષ ધરું છું, અને આશા રાખું છું કે જિજ્ઞાસુને તે થોડોઘણો લેશ પણ ઉપયોગી થશે.

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડયા

# કવિ દયારામનો અક્ષરદેહ

## અનુક્રમ

પૃષ્ઠ.

# સંક્ષેપાક્ષર સૂચી



ર. વ.–રસિક વલ્લભ. પદ ૫, ૬–પદ પાંચમું, કડી છઠ્ઠી.

ર. પ્રા. કા. મા. ર. ૫.–પ્રાચીનકાવ્યમાલા (વડોદરા સંસ્થાને પ્રસિદ્ધ કરેલી,) ગ્રન્થ બીજો પૃષ્ઠ પાંચમું.

દ. કા. સં.–દયારામકૃત કાવ્યસંગ્રહ. (નર્મદાશંકરનો સંગ્રહ, ગુજરાતી પ્રેસ.)

બૃ. કા. દો.–બૃહત્કાવ્યદોહન.

૧ બૃ. કા. દો. ૫૪૪–,બૃ. કા. દો. પૃષ્ઠ ૫૪૪ વગેરે.

દ. કા. સં. ૫૪૪ ગ. ૫,૬–દ. કા. સં. પૃષ્ઠ ૫૪૪ ગરબીઓ પાંચમી અને છઠ્ઠી.

શુ. સિ. પ્ર. ૧૦.–શુદ્ધાદ્વૈત સિદ્ધાંત (ગુજરાતી) પૃષ્ઠ ૧૦. રા. રા. મગનલાલ ગણપતરામ શાસ્ત્રીકૃત

# કવિ દયારામનો અક્ષરદેહ



## ૧. ઉપોદ્ઘાત

૧. વિક્રમાર્કના ઓગણીસમા શતકના ઉત્તરાર્ધમાં અને ઇસ્વી ઓગણીસમા શતકના પૂર્વાર્ધમાં ગુજરાતના સાહિત્યનો રાત્રિકાળ હતો અને એ સાહિત્યના ગગનાંગણમાં માત્ર તારાઓનો જ પ્રકાશ હતો એમ નહીં પણ એ તારામંડળ વચ્ચે તેનો નાયક થઈ દયારામ કવિ ચન્દ્રરૂપે પ્રકાશી રહ્યો હતો તેનું વર્ણન મેં અન્યત્ર કરેલું છે. (અંગ્રેજીમાં ગુજરાતના પ્રાચીન કવિઓ વિષયેનો મારો નિબંધ, પૃષ્ઠ ૬૧–૬૩ અને તેનો ગુજરાતી સાર પુરુષોત્તમ વિશ્રામ સાહિત્માળા, અંક ૪, પૃષ્ઠ ૨૭–૨૮).

૨. જેમ ચંદ્રબિમ્બમાં સામાન્ય દૃષ્ટિને કલંક દેખાય છે તેમ દયારામના લેખોમાં અને જીવનમાં પણ દેખાય છે. દયારામના સ્થૂલદેહના અને સૂક્ષ્મદેહના બનેલા જીવનમાં આ કલંક વસ્તુતઃ શાથી અને કેવું હતું તેનું શોધન આજના ભાષણનું અંગીભૂત નથી. એના સ્થૂલ જીવનનો ઇતિહાસ આપણા અન્ય લેખકોએ લખેલો છે, અને તેમાં છેલ્લામાં છેલ્લો લેખ શેઠ ત્રિભુવનદાસ જમનાદાસ બી. એ. ના હાથથી લખાયેલો છે તેમાં જાણવા વિચારવા યોગ્ય અનેક વૃત્તાન્તોનો સંગ્રહ છે. સામાન્ય મનુષ્યોને માત્ર સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ એવા ત્રણ દેહ હોય છે એવી વ્યવસ્થા આપણા લોકને પરિચિત છે. તે ઉપરાંત મહાપુરુષોને કીર્તિદેહ હોય છે જેને ઉદ્દેશી મહાકવિ કાલિદાસે રઘુવંશના એક રાજા પાસે ઉદ્ગાર કરાવ્યો છે. તે રાજા પોતાના વ્રતને અનુસરી અસ્ત્ર સજી પોતાની અભિમત ગાયના રક્ષણ માટે તેની પાછળ પાછળ જતો હતો અને એ ગાયને મારવાને સજ્જ થયેલા વાઘે રાજાને કહ્યું કે "આપનું રક્ષણ કરવા જતાં તારા પોતાના દેહને સંશયમાં નાંખવો એ નાના પદાર્થને રક્ષવા મોટા પદાર્થને ભયમાં નાંખવા જેવું તું કરે છે તેથી મને તું મૂર્ખ ભાસે છે." આનો ઉત્તર રાજાએ એવો દીધો કે 'હે વાઘ! હું એથી ઊલટું માનું છું, કે સ્થૂલ દેહ કરતાં બીજો ઉત્તમ દેહ પણ છે, માટે જો તને મારી દયા જ આવતી હોય 'તો મારા સ્થૂલ શરીરની નહીં

પણ યશઃશરીરની દયા રાખ"—किमप्यहिंस्यस्तव चेन्मतोऽहं यशःशरीरे भव मे दयालुः ॥ સાક્ષર લેખકોને આવા કીર્તિદેહના ઉપરાંત અક્ષરદેહ હોય છે જે તેમના બાકીના સર્વ દેહોના અવસાન પછી પણ ચિરંજીવ રહી શકે છે. જ્યારે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહોના ઇતિહાસ અક્ષરદેહના કારણભૂત હોવાથી તે ઇતિહાસ અક્ષરદેહના મર્મભાગો ઉપર નવા પ્રકાશ નાંખી શકે છે ત્યારે કીર્તિદેહના ઇતિહાસ અક્ષરદેહના કાર્યરૂપ હોઈને એ દેહોના દેહીના દેશકાળમાં મર્મભાગો ઉપર પ્રકાશ નાંખી શકે છે. અમુક સાક્ષરનો અક્ષરદેહ ભવ્ય હોવા છતાં તે દેહીના દેશકાળે તેનો કીર્તિદેહ કેવે રૂપે બાધ્યો એ જાણી એ દેશકાળનુ મૂલ્ય કરવાનું સાધન પ્રાપ્ત થાય છે. કવિ દયારામના અક્ષરદેહનું નિરીક્ષણ કરવા જનારને માટે આટલે અંશે એના અન્ય દેહોના ઇતિહાસ જોવાનું પ્રાપ્ત થાય છે, પરંતુ એના સ્થૂલ દેહનો ઇતિહાસ વિવાદગ્રસ્ત છે અને તેના સૂક્ષ્મદેહનો ઇતિહાસ તેટલે અંશે દુર્લભ છે. આથી આજના વિષયમાં એ કવિના લેખોથી બંધાયેલા તેના અક્ષરદેહનું અને તેની સાથે એ લેખોમાં જણાઈ આવતી એના સૂક્ષ્મ તથા કારણદેહોની છાયાનું અને એ લેખોથી બંધાયેલા તેના કીર્તિદેહનું નિરીક્ષણ કરવામાં પ્રસ્તુત વિષયની મર્યાદા રાખીશું. આવા સમર્યાદ નિરીક્ષણને અંગે આપણા કવિને શિર આરોપાયેલા કલંકનું અને એના બાકીના તેજસ્વી ભાગનું નિરીક્ષણ શુદ્ધ કરવાનું સાધન આપણે શોધવું પડશે જેમ ખગોળવેત્તાઓ ચન્દ્રબિમ્બને દૂરદર્શક વગેરે યન્ત્રોથી જાણી તેના તેજનું પરપ્રકાશરૂપ જાણે છે અને તેના કલંકને સ્થાને અનેક જ્વાલામુખાદિક પર્વતોની સ્થિતિને જોઈ લે છે તેમ આપણા કવિચન્દ્રનાં તેજ અને કલંકના શુદ્ધસ્વરૂપ જાણવાને પણ કોઈ માર્ગ અને સાધન શોધી કાઢવાં પડશે.

૩. આ પ્રવૃત્તિમાં પડવાને માટે કવિના સ્થૂલ દેહની વાતો કેવળ દૂર રાખીને જ શોધન કરવાની આવશ્યકતા ઉપર પ્રમાણે છે. તેમ એના લેખોમાં કોઈપણ સ્થાને એ દેહને ઉદ્દેશીને કરવામાં આવેલા ઉદ્ગાર ભાસતા નથી એટલે એ વાતો દૂર રાખવામાં કાંઈ પ્રતિકૂલતા નથી એટલું જ નહીં, પણ કોઈ પણ કવિની તુલના ન્યાયપૂર્વક કરવી હોય તો પ્રથમ આ પદ્ધતિથી અને આડી આવતી શંકાઓને વર્ન્ય ગણી, જે જે લેખમાં જે વસ્તુનો સમાસ હોય તે ઉપર જ, દૃષ્ટિ

રાખી જોઈ લેવું એમાં સાહિત્યના પૂજકોએ સ્વીકારવા યોગ્ય પૂજનવિધિ છે, અને તેથી જ એ પૂજાના ઉદ્દેશનું ફલિત છે. પ્રાચીન લેખકો જેવા કે આ દેશમાં કાલિદાસના અને બાણના અને વિલાયતમાં બાયરનના લેખનું તેજ આપણે તેમની જીવનકથાઓ તપાસ્યા વિના સ્વીકારી શકીએ છીએ, તેમ અર્વાચીન ગ્રન્થકારોનું તેજ સ્વીકારવામાં બાધ નથી. અંગ્રેજીમાં એક વાક્ય છે કે The man won't pray to God if it is the devil that asks him to do it—ઈશ્વરની પ્રાર્થના કરવાની સૂચના સેતાને કરી એટલા જ માટે આ માણસ ઈશ્વરની પ્રાર્થના કરતો નથી, અર્થાત્ એ માણસ એવો શંકાશીલ અને મૂર્ખ છે. સમર્થ ગ્રન્થકારો સ્થૂલ જીવનની નીતિમાં શિથિલ હોય તેટલા જ કારણથી તેમના ગ્રન્થોના ઉત્તમ અંશોની અવજ્ઞા કરનારને આ અંગ્રેજી વાક્ય લાગુ પડવાનો પ્રસંગ છે. **विषादप्यमृतं ग्राह्यम्**—વિષમાંથી પણ અમૃત શોધી લેવામાં સુજ્ઞતા છે. સત્ય છે કે જ્યાં લેખમાં જ વિષ અને અમૃત ભેળાં છે ત્યાં તો ક્ષીર અને નીરનો વિવેક કરનાર ચતુર હંસો વિના બીજાએ પડવું ભયભરેલું છે, પણ જ્યાં અક્ષરદેહ અને સ્થૂલદેહ નિરનિરાળા રહેલા છે અને અક્ષરદેહ જાતે દૂષિત નથી ત્યાં તો સામાન્ય મનુષ્યો પણ તેવા લેખમાં નિર્ભય પ્રવેશ કરી શકે છે. દયારામ જેવા કવિઓનાં જીવનની ખરી અથવા કહેવાતી વક્રગતિ ઉપર કેવી દૃષ્ટિ રાખવી ઉચિત છે તેની ચર્ચા સાક્ષરજીવનના નિબંધમાં યથામતિ કરેલી છે: (જુઓ સમાલોચક, પુસ્તક ૫, સન ૧૯૦૦, પૃષ્ઠ ૫૩–૫૫ અને ૯૪–૧૦૨, સાક્ષરજીવનનાં ભયસ્થાન.) એ ચર્ચાની પુનરુક્તિનું અત્ર પ્રયોજન નથી, પરંતુ દયારામના સ્થૂલ જીવનની અધોગતિ થઈ હતી એ વાત સત્ય હોય તો પણ ઉત્કૃષ્ટ જીવનથી સંપન્ન જીવ આવા અધોગત જીવના ઉત્કૃષ્ટ લેખોનો હૃદયપૂર્વક સત્કાર કરે તે જ ઉચિત છે તેનું કારણ સાક્ષરજીવનના ઉક્ત પ્રકરણમાં આપેલું છે. બાકી સામાન્ય સંસારમાંથી દૃષ્ટાંત શોધીએ તો પણ જાતે યુવાવસ્થામાં વ્યભિચારને વશ થયેલાં પણ અંતે તેના ભયંકર પરિણામથી વિપન્ન થયેલાં માતાપિતા પોતાનાં સુખદુઃખ વિચારી એમાંથી પોતાનાં પ્રિય બાલકોને મુક્ત રાખવાની આતુરતાથી જે અનુભવસિદ્ધ ઉપદેશ કરે તેવી જ આતુરતાથી તેવો જ અનુભવસિદ્ધ ઉપદેશ કરી શકનાર

સાક્ષરોના સ્થૂલ દેહ ગમે તેવા હોય તો પણ તેવાઓના લેખમાં કાંઈક અપૂર્વ સંગીનતા સંભવે છે તેની અવજ્ઞા તો અહંતામમતાનું પરિણામ હોવાનો સંભવ છે. દયારામનું સ્થૂલજીવન દૂષિત હતું કે નહીં તે વિષયે ઉક્ત કારણોને લીધે કેવળ તટસ્થતા અને ઉદાસીનતા રાખી એના ભવ્ય અને મનોહર અક્ષરદેહને હવે દૃષ્ટિગોચર કરીશું, અને એ દેહની ચિકિત્સામાં તેના જે ગુણ કે દોષ પ્રત્યક્ષ થાય તે સર્વનું નિરીક્ષણ સંક્ષેપમાં પણ તીવ્ર ન્યાયથી કરવાનો સંકલ્પ રાખીશું, કારણ એવી તીવ્રતા સહી લેવાની શક્તિ પણ આવા સમર્થ કવિઓના જ લેખોમાં હોય છે.

૪. દયારામ પોતાને કંઈ કંઈ સ્થાને દયાશંકર કહે છે અને તેમના ઉપર પ્રીતિ રાખનાર મંડળ હજી તેમને દયારામભાઈ કહે છે. એમના લેખ આપણા આ યુગના પહેલાંની રીતિને અનુસરીને પદ્યાત્મક છે. તેમાં એક ભાગ ગુજરાતી ભાષામાં છે તો એક એવડો જ ભાગ હિંદી, વ્રજ, અને મરાઠી વગેરે ભાષાઓમાં છે અને તેમાં મુખ્ય ભાગ હિંદી છે. હિંદી ભાષામાંના લેખોમાં એક ભાગે સતસૈયા છે અને બાકીનો ભાગ એ ભાષાના જ રાગોથી સમૃદ્ધ છે. ગુજરાતી ભાષામાં લઘુકાવ્યો, ગરબીઓ, અને પદો છે. કવિ બહુશ્રુત હતા તે એમનાં હિંદી કાવ્યોથી સમજાય છે અને તેમાં ભક્તિ, નીતિ, અને ધર્મ ઉપરાંત ભક્તિથી અમિશ્રિત એટલે કેવળ શૃંગારનો ભાગ પણ છે. ગુજરાતી કાવ્યોમાં કેવળ શૃંગારનો ભાગ નહીં જેવો છે. પદોમાં ધર્મ, નીતિ, વૈરાગ્ય અને શૃંગારવિનાની ભક્તિ છે. ગરબીઓમાં શૃંગારરૂપ ભક્તિ છે. શૃંગારરૂપ ભક્તિ, શૃંગારસહિત ભક્તિ, શૃંગાર વિનાની એટલે કેવલ ભકિત, શ્રીકૃષ્ણચરિત્રના કેટલાક પ્રસંગો, ધર્મ, નીતિ અને વૈરાગ્યઃ આ સર્વ ઓછાંવત્તાં લઘુકાવ્યોમાં છે. મોટામાં મોટું કાવ્ય "રસિકવલ્લભ" છે. તેમાં કવિની શ્રદ્ધાવલ્લી બીજથી ફલ સુધીના વિકાસવાળી સમાઈ છે તેથી કવિનાં અન્ય કાવ્યોની કૂંચી જેવું આ કાવ્ય છે.

૫. આ સર્વ અવયવાદિકથી રચાયેલો કવિનો અક્ષરદેહ તેના કીર્તિદેહરૂપી મન્દિરમાં હજી પ્રકાશે છે. સાક્ષરોની અક્ષરરચનાઓ તેમનાં મસ્તકમાંથી ટપકી ટપકી પુસ્તકોમાં લેખરૂપે સંગૃહીત થાય છે. એ લેખરૂપ વેદિ ઉપર આ અક્ષરાશિ એકાંત ચિરંજીવિત્વ પામે

છે અને ઉપાસક અગ્નિહોત્રીઓએ કરેલી એ ઉપાસનાના પ્રમાણમાં સંકોચવિકાસ પામે છે. આ અક્ષરાગ્નિની આ લેખરૂપે ચિરંજીવ અવસ્થા તે જ એ લેખકોનો કીર્તિદેહ છે અને એ અવસ્થાના સંકોચ-વિકાસ પ્રમાણે એ કીર્તિદેહના સંકોચવિકાસ થાય છે. આનું દૃષ્ટાંત દયારામ કવિના લેખના ઇતિહાસથી ઘણું સ્પષ્ટ થાય છે. ગુજરાતમાં અંગ્રેજી પદ્ધતિની શાળાઓ આરંભાઈ અને કવિ દલપતરામ અને નર્મદાશંકરના લેખ પ્રકટ થવા લાગ્યા તે કાળનો આરંભ એ હાલના આપણા પાશ્ચાત્ય યુગનો આરંભ હતો અને એ યુગના ઉદયના પ્રમાણમાં તે પહેલાંનો યુગ-જેને આપણે પ્રાચીન યુગની છેલ્લી અવસ્થાના નામથી ઓળખીશું તે યુગ-ધીમે ધીમે અસ્ત થતો ગયો છે. દયારામકવિ આ છેલ્લા પ્રાચીન યુગનો તેજસ્વી ચંદ્ર હતો અને, પ્રાતઃકાળ પછી પણ ચંદ્ર દેખાયા કરે છે તેમ, એ ચંદ્ર ઝાંખે રૂપે આપણા આ પાશ્ચાત્ય યુગમાં પણ દેખાય છે અને કેવળ અસ્ત થયો નથી. પરંતુ કવિચંદ્ર પોતાના કાળમાં રમણીય લાગતો હતો અને તે કાળના લોકને તેની ચંદ્રિકા-ચંદની-જેવી ઉપયોગી થઈ હતી તે સર્વ હવે બંધ થયું છે. અર્થાત્ એ કવિનો કીર્તિદેહ તેના પોતાના કાળમાં હતો તે હવે પલટાઈ ગયો છે. આપણા પોતાના યુગમાં પણ એ કવિના અગ્નિહોત્રી કવિ નર્મદાશંકરે જેવી તેની ઉપાસના કરી હતી તેવી આજ થતી નથી અને "દયારામભાઈ" ને નામે પોતાના યુગમાં કવિરાજરૂપે, ભક્તરૂપે, અને મહાત્મારૂપે પૂજાતા એ કવિનો કીર્તિદેહ ધીમે ધીમે આજ એટલો તો સંકુચિત થઈ ગયો છે કે તે માત્ર દયારામને નામે ઓળખાય છે, તેનો શૃંગાર નિન્દાય છે, અને તેનાં અનેક કાવ્યો નર્મદાશંકરના "દયારામકૃત કાવ્યસંગ્રહ"માં, બૃહત્કાવ્યદોહનના અનેક ભાગોમાં અને પ્રાચીન કાવ્યમાલાના બેત્રણ ભાગોમાં, અક્ષરરૂપે વિદ્યમાન છે. તેના વાચકોની સંખ્યા જે હોય તે ખરી પણ તેના શુદ્ધ રસના ભોગી તો વિરલ જ છે. એક કાળે જેની ગરબીઓ ચરોતરથી તે સુરત-મુંબઈ સુધીની સ્ત્રીઓ કિન્નરકંઠોથી પ્રસિદ્ધપણે છચોક ગરબે મળીને ગાતી હતી અને ઘરમાં હરતાં ફરતાં પણ ગાતી હતી અને જેનાં પદ અનેક ભક્તોને રસમાં લય પમાડતાં હતાં અને શ્રોતાવક્તાઓનાં હૃદયમાં કવિના હૃદયનું આવાહન કરતાં હતાં, તે કવિના આવા વિકસિત કીર્તિદેહને સ્થાને હવે માત્ર પુસ્તકોમાં સંકુચિત કીર્તિદેહ અને તે પણ અપકીર્તિના કલંકવાળો થઈ હાલમાં માત્ર અસ્તિત્વ

જ ભોગવે છે. આટલા પચાસ વર્ષના અરસામાં આ કવિના કીર્તિદેહનો આવો સંકોચ થઈ ગયો છે તેનાં કારણો અને કાર્યો ઉપર આજ વિચાર ન કરીએ તો આપણો વિષય અધૂરો જ રહે, પરંતુ હાલનો પ્રસંગ તે વિચાર પૂર્ણપણે કરવામાં શોધન તથા સાધનનું દિગ્દર્શન કરવા જેટલો છે તે પ્રસંગોપાત યથાક્રમે કરવાનું રાખી એ સાધન શોધન પૂર્ણપણે કરવાનું કામ આપણા સાહિત્યપૂજકોને આગળ ઉપર કરવાનું સોંપીશું.

૬. આજના વિષયનું ઉપર પ્રમાણે ઉપોદ્‌ઘાતરૂપ સૂચન કરી હવે આપણે કવિના અક્ષરદેહનું નિરીક્ષણ આરંભીશું. "નિરીક્ષણ" સંજ્ઞા વાપરવાનું પ્રયોજન એવું છે કે કવિની અથવા તેનાં કાવ્યોની પરીક્ષા પુસ્તકપરીક્ષારૂપે કરવી અત્રે ધારી નથી. આવા પ્રાચીન સાક્ષરોના કીર્તિદેહ સંકુચિત થઈ ગયા હોય છે તેથી તેમના અક્ષરદેહનું તારતમ્ય અલક્ષ્ય થઈ ગયેલું હોય છે. માટે આવા અક્ષરદેહના શુદ્ધ સ્વરૂપનું સમીક્ષણ એટલે સંપૂર્ણ નિરીક્ષણ જ્યાંસુધી થઈ રહ્યું નથી ત્યાંસુધી તેનું તોલન અથવા પરીક્ષણ કરવાનો અધિકાર પ્રાપ્ત થતો નથી, અને આજ તો માત્ર આરંભકાળને ઉચિત ઉપર ઉપરનું નિરીક્ષણ કરીને જ સંતોષ માનવાનો પ્રસંગ છે તો પછી સમીક્ષણ તો હવેના સાક્ષરોએ કરવાનું બાકી છે. પરીક્ષાને અંગે જે ગુણદોષની તુલના થવી જોઈએ તે અત્ર આ પ્રમાણે અસંભવિત હોવાથી તેની તુલના જેવું જે કાંઈ બોલવામાં આવે તેની માત્ર આવી આરંભાવસ્થા જ ગણવાની છે.

## ૨. દયારામના અક્ષરદેહનાં વિશેષણ

૭. પ્રાણીઓના દેહમાં એક પાસથી દેહનું ધારણ કરનાર સપ્ત-ધાતુઓ હોય છે, તો બીજી પાસથી તે ધાતુઓમાંનાં જડ પંચભૂતોને દેહવસ્તુરૂપ રસ-રક્ત-માંસાદિકના ધાતુપ્રવાહ ચલવનાર ત્રિદોષ શક્તિઓ હોય છે. દયારામનાં કાવ્યોમાં, ગરબીઓમાં, અને પદોમાં પણ શ્રીકૃષ્ણ અને અન્ય વિષયની પૌરાણિક કથાઓ અને ભક્તમાળાદિક દંતકથાઓ અસ્થિ અને ચર્મ પેઠે અન્ય સર્વ ધાતુઓના આધારરૂપે દૃષ્ટિગોચર થાય છે. એ ભાગ ગરબીઓમાંથી જતો રહે તો શેષભાગ છેલબટાઉની લાવણી અને ગુજરીની ગરબી જેવો થઈ જાય. પદોમાંથી એ ભાગ જતો રહે તો તેમાંનો શેષભાગ ગદ્યાત્મક કહેવતો જેવો થઈ જાય અને છૂટક કાવ્યો તો એ ભાગ વિના માંસરક્તના ઢગલા જેવાં જ થઈ જાય.

દયારામના અક્ષરદેહનાં-આ-અસ્થિચર્મ, એના, અન્ય ભાગોની સ્થિતિ ટકાવનાર આધારરૂપ છે, પણ એ ભાગને આધારે રહેલા અન્ય ધાતુઓ વિના આ અસ્થિ અને ચર્મ કેવળ શુષ્ક અને નિરુપયોગી પડી રહ્યાં હોત. એ પદોમાં, કાવ્યોમાં, અને ગરબીઓમાં મોક્ષશોધિની પ્રેમભક્તિનો રસ તદ્દૈહિક રસરક્તાદિક ભિન્નભિન્નરૂપે પરિણામ પામી આ અક્ષરદેહના સત્ત્વને પોષે છે અને પોતાના પ્રવાહોના ચમકારા એ દેહમાં નિરંતર ભર્યાં કરે છે. એ પ્રેમભક્તિ અનેક ભક્તોના હ્રદયોમાં હોય છે, તેઓ તેને અક્ષરરૂપ દેહ આપતા નથી અને આ કવિ તેવું રૂપ શાથી આપે છે? સાંસારિક વિષયો ઉપરની પ્રેમભક્તિ સૌ સંસારીઓમા હોય છે પણ તેને અક્ષરદેહ આપનાર કવિઓ કોઈક હોય છે તેમ જ ઈશ્વરાદિક વિષયો ઉપર પ્રેમભક્તિના સંબંધમાં પણ છે. સંસારના અને મોક્ષાદિકના ભક્તોનાં સૂક્ષ્મ શરીરોમાં તેમની પ્રેમભક્તિઓ ઊભરાય છે અને તેમની વાણીમાંથી અને ક્રિયામાંથી નવીન ઉદ્દગારોને વર્ષાવી રહે છે. પણ આ વરસાદ રાત્રિના ઝાકળ પેઠે એકાંતમાં પ્રકટ થઈ એકાંતમાં શમી જાય છે ત્યારે કવિઓના ઉદ્દગારોના વરસાદ રાત્રિએ કે દિવસે થયેલી પણ મેઘની વૃષ્ટિ પેઠે એકાંતમાં કે વસ્તીમાં પ્રકટ થઈ ચાર પાસની વસ્તીમાંથી કોઈના પણ હ્રદયમાં સરી જવા અને ફલદાત્રી થવા પામે છે. કવિજનોના સૂક્ષ્મદેહોમાં જીવતી પ્રેમભક્તિ મેઘવૃષ્ટિની પેઠે તેમના અક્ષરદેહમાં આવે પ્રકારે પ્રકટ થઈ સાકાર થાય ત્યારે તેનું કારણ એ મેઘની કોઈ અંતઃશક્તિ હોય છે તેમ તેની બહારના પદાર્થોના સંયોગવિયોગ પણ હોય છે. ઘણે ઊંચે ચડેલું અને વરાળરૂપ થઈ ગયેલું જળ જાતે જ આત્મસ્વભાવથી શીત અને ગુરુ બની મેઘને ચમકાવે છે અને એ મેઘ વૃષ્ટ થવા તત્પર થાય છે તેમ કવિના સૂક્ષ્મ શરીરના ઊંચા ભાગોમાં ચડી વ્યાપી રહેલી પ્રેમભક્તિ આત્મસ્વભાવથી ચળકવા માંડે છે અને પૃથ્વી જેવાં અન્ય હ્રદયો ઉપર વર્ષી પડવા માંડે છે. આવે સમયે બાહ્ય પવનના ઝપાટાઓ આ મેઘની વૃષ્ટિને આમતેમ પ્રેરે છે તો પર્વતોનાં શિખર મેઘમાળાને રોકે છે અને ઊંચાં ઘાડાં જંગલો વૃષ્ટિને પોતાના ઉપર ખેંચી લે છે. જેમ શરીરના સૌ ધાતુપ્રવાહ વાતપિત્તાદિ ત્રિદોષથી તેમ બાહ્યસૃષ્ટિનાં સત્ત્વોની શક્તિઓથી પરિણામ પામે છે અને પ્રવર્તે છે, જેમ મેઘમાંનું જળ અંતઃશક્તિથી તેમ બાહ્યશક્તિઓથી વરસે છે, તેમ કવિઓનાં સૂક્ષ્મ શરીરમાંની સાંસારિક, કે મોક્ષશોધિની, પ્રેમભક્તિ આત્મશક્તિથી,

અને બાહ્યશક્તિથી ઉદ્ગારોના પ્રવાહોને વર્ષાવે છે, પ્રવર્તાવે છે, અને તે દ્વારા પોતાના શરીરને સાકાર અને પરભોગ્ય કરે છે. આ સાકાર અને પરભોગ્ય થયેલા પ્રેમભક્તિ–ધાતુઓ કાવ્યમાત્રના દેહરૂપ છે. એ ધાતુઓને વર્ષાવનાર, સાકાર કરનાર, અને ભોગ્યરૂપ આપનાર અંતઃશક્તિ એ કાવ્યના કર્તાઓનાં સૂક્ષ્મ શરીરમાં નિરાકારરૂપે રહે છે, અને કવિઓના સ્થૂલ સૂક્ષ્મ મૃત્યુ પછી પણ એ નિરાકાર શક્તિ નિરાકાર પ્રતિબિંબરૂપે એ કાવ્યોમાં ચિરંજીવ રહી જાય છે અને વાતપિત્તાદિક શક્તિઓ સાકાર દેહધાતુઓને જીવતા રાખે છે તેમ, અક્ષરરૂપે સાકાર થયેલા પ્રેમભક્તિધાતુઓની ચમત્કૃતિને સદાકાળ એવી રીતે જીવતી રાખે છે કે તેને ભોગવનાર મળતાં તરત પોતાનું ભોગ્યરૂપ પ્રકટ કરે છે. દયારામનાં કાવ્યોમાં કેવી પ્રેમભક્તિનું કેવું નિરાકાર પ્રતિબિમ્બ ચિરંજીવ રહેલું છે, એ પ્રતિબિમ્બ કવિની કેવી અંતઃશક્તિની છાયાથી છાયારૂપ છે અને કેવી બાહ્યશક્તિઓનું આધેય થયેલું છે, એ પ્રતિબિમ્બના પ્રતાપથી સાકાર થયેલી પ્રેમભક્તિ કેવા ધાતુઓને રૂપે કવિના અક્ષરદેહનું ધારણ કરે છે અને તેમાં કેવા ચમત્કારોને ભરે છેઃ આટલા વિષયના દર્શન વિના આ કવિના અક્ષરદેહનું શુદ્ધ સ્વરૂપ સમજાય એમ નથી, માટે તેટલું દર્શન કરવાનો આજ ઉપક્રમ છે.

૮. વલ્લભાચાર્યનો સંપ્રદાય આ કવિના અક્ષરદેહમાં ચારે પાસે વાતાવરણ પેઠે રહેલો છે અને એ બાહ્યશક્તિને આધારે કવિની પ્રેમભક્તિનું નિરાકાર સ્વરૂપ આધેયરૂપે ટકેલું છે, અને એ આધારનું સ્વરૂપ જોઈ લેવું તે આ આધેયનું સ્વરૂપ સમજવા માટે આવશ્યક છે. કવિના અક્ષરદેહમાં એ સંપ્રદાયનાં જ્ઞાન, શ્રદ્ધા, અને રસ ઊભરાય છે અને કવિના સૂક્ષ્મદેહની અંતઃશક્તિ એ જ્ઞાન, શ્રદ્ધા, અને રસનાં ગૂઢ તત્ત્વોને ચૂસી લે છે. આ અંતઃશક્તિએ આમ ચૂસી લીધેલાં ગૂઢ તત્ત્વો એના અક્ષરદેહનાં નવીન પરિણામ પામે છે. સંપ્રદાયમાંથી મળેલું આધારરૂપ જ્ઞાન કવિના જ્ઞાનવૃક્ષની રગોમાં પ્રસરી જાય છે અને લૌકિક શ્રદ્ધા જે પૌરાણિક કથાઓને ઇતિહાસરૂપ જુએ છે તેમાં કવિની અંતઃશક્તિ શુદ્ધાદ્વૈતજ્ઞાનના બ્રહ્મસ્વરૂપને પ્રત્યક્ષ કરે છે. કવિની શ્રદ્ધા મૂર્ત પદાર્થોના પૂજનમાં મૂર્તિમંતી થાય છે પણ તેની અંતઃશક્તિ તેમાંથી દેવરહસ્ય શોધી લેવા સૂક્ષ્મ પ્રયત્ન કરે છે. કવિની રસવૃત્તિ સંપ્રદાયની પ્રેમભક્તિનાં ગાન સાંભળે છે પણ કવિની અંતઃશક્તિ એ

ગાન સાંભળી નવાં ગાન જાતે ગાવા મંડી જાય છે અને તેમાં ભક્તિરહસ્યનાં સૂક્ષ્મ તત્ત્વ સ્થૂલ ગાનના સપ્તસ્વર પેઠે પરિણામ પામે છે.

૯. કેટલાક ચિત્રાદર્શ એવા યોજવામાં આવે છે કે તે ઉપર એક પાસથી દૃષ્ટિ કરીએ તો અશ્વનું ચિત્ર દેખાય, બીજી પાસથી દૃષ્ટિ કરીએ તો સિંહનું ચિત્ર દેખાય અને ત્રીજી પાસથી જોઈએ તો હસ્તીનું ચિત્ર દેખાય. એક આદર્શમાં અનેક ભિત્તિકાઓ ઉપર અનેક ચિત્રોની કલ્પના કરવાની આવી યોજના જેવી યોજના કવિ દયારામની બુદ્ધિમાં હતી તે એનાં કાવ્યોમાં એક પાસથી જોતાં કેવળ પૌરાણાદિક કથાઓને વિસ્તારે છે, બીજી પાસથી જોતાં પુરુષપ્રકૃતિના બ્રહ્મરૂપ ઐકયને દર્શાવે છે, ત્રીજી પાસથી દેવરહસ્યમાં અવગાહન કરે છે, ચોથી પાસથી ભક્તિરહસ્યથી સજીવ થાય છે, પાંચમી પાસથી એ સર્વ પ્રવાહોમાં પોતાના પ્રેમરસના મહાપ્રવાહના સવેગ સંભારને ભરે છે, અને છઠ્ઠી પાસથી એ સર્વ રસપાત્રને પોતાની પ્રેમમૂર્તિઓની પ્રતિષ્ઠા આપી પોતાના મનુષ્યસંસારનાં ચિત્રવિચિત્ર વસ્ત્ર અને શૃંગાર પહેરાવે છે.

૧૦. કવિ દયારામના અક્ષરદેહની સમૃદ્ધિના અંશોનાં આવાં વિશેષણ હવેના સવિસ્તર દર્શનના ઉપક્રમના પરસ્પર સંબંધ જણાવવા આ સ્થાને આપણે માત્ર ગણી ગયા જેવું કર્યું છે. હવે એ અંશો એક પછી એક અનુક્રમે જોઈશું. અમુક અંશનું નિદર્શન કરી તે પછી તેનાં વિશેષણ તપાસવામાં આવે તે ક્રમ સામાન્ય રીતે સુબોધક હોય છે અને તે ક્રમ આપણે પણ જાળવીશું. પરંતુ એ અંશો અને વિશેષણો કઈ માળાના સૂત્રમાં મણકા પેઠે પરોવાયા છે અને કયો મણકો કયા મણકા કે મેરની પાસે છે એ પ્રથમથી કાંઈ કલ્પી શકાય તો, હવેનાં અંશનિદર્શનના પોતપોતાના આશય અને ઉદ્દેશ જાતે સમજાતા જાય એવા હેતુથી આ ભાગ આ પ્રાસ્તવિક સ્થાને મૂકયો છે.

### ૩. કથાઓ અને દૃષ્ટાન્તો

૧૧. રુક્મિણીવિવાહ આદિ કાવ્યોમાં પૌરાણિક કથાઓ આખ્યાનરૂપે વિસ્તારેલી છે તેમાં લૌકિક શ્રદ્ધા ઇતિહાસબુદ્ધિથી જુએ છે, પરંતુ કવિ પોતે પ્રેમાનંદના નલાખ્યાનાદિક કાવ્યો કરતાં આ કાવ્યો ઉપર ભિન્ન દૃષ્ટિ નાંખતા નથી, અને પૌરાણિક પાત્રોમાં આપણા અર્વાચીન સંસારનો આરોપ કરી એ કથાઓ લોકપ્રિય થાય એ વિના આવાં કાવ્યોમાં વિશેષ મર્મભાગ નથી. આપણા સંસારનાં ચિત્રરૂપે એ

કાવ્યોનું નિરીક્ષણ કરવાનું કામ આપણે આજ માથે નહીં લઈએ. આવાં ચિત્ર પ્રેમાનંદે વધારે શક્તિથી આલેખેલાં છે તો સ્ત્રીજનોને યોગ્ય વધારે સરલ ભાષામાં અને અલંકારોમાં દયારામે સંતોષ માન્યો છે. નાનાં બાળકને માટે બાળપોથી રચાય તેવી બુદ્ધિથી આ કાવ્યો લખાયાં છે, તે ઉપરથી કવિની પરાક્રમશક્તિનું અનુમાન કરવા જેવું નથી. કવિનાં પદોમાંના ઉપદેશ સ્પષ્ટ કરવાને આવી જ કથાઓના પ્રસંગોને દૃષ્ટાંતરૂપે ઈંગિત કર્યો છે ત્યાં કવિની શક્તિ અધિક શક્તિથી ખીલે છે. સંસારમાં સર્વને પ્રત્યક્ષ થતાં દૃષ્ટાંતો ભેગાં આ કથાપ્રસંગોનાં દૃષ્ટાંતો પણ એક કુટુંબનાં બાળકો પેઠે ભળી જાય છે અને પોતાના ઉપદેશને વધારે વધારે સ્પષ્ટ કરવાને વસંત ઋતુ પેઠે કવિ પોતાનાં આમ્રવૃક્ષ જેવાં પદકાવ્યોમાં ઉપરાઉપરી સંખ્યાબંધ અને અનેકરંગી દૃષ્ટાંતોને મોર, કળીઓ, પાંદડાં, અને ફળ રૂપે ઊભરાવે છે. એ દૃષ્ટાંત ઐતિહાસિક છે કે નહીં, તત્સમ પદાર્થ સંસારમાં છે કે નહીં, વગેરે સત્યશોધન કરવા કરતાં એ દૃષ્ટાંતોનાં ફલિત શોધનારને કવિના ઉપદેશની સમૃદ્ધિ વધારે રમણીય રૂપે પ્રત્યક્ષ થશે. સત્યશોધન એ તત્ત્વવેત્તાઓનો ઉદ્દેશ હોય છે અને કવિ તેને સ્થાને કાંઈક જુદા જ રંગીલા ઉદ્દેશ રાખે છે માટે જ આ પદો કાવ્યસંજ્ઞાને પાત્ર થાય છે.

૧૨. આવા રંગીલા ઉદ્દેશ રાખતાં રાખતાં કવિના કવિત્વને એવી લહેરો આવે છે કે ઉપદેશ અને ઉદ્દેશ ઉભયનો સંબંધ ભૂલી જઈ વાતો કરતાં વાયે ચડે છે, અને કવિ લહેરે ચડ્યા છે જાણી આપણને એમના ઉપર દોષદૃષ્ટિ કરવા કરતાં એમની પામેલી વિનોદ લેવો વધારે પ્રિય થાય એમ છે. જેમ કે વલ્લભ અને વિઠ્ઠલ એ બે આચાર્યો અને કૃષ્ણ પોતે એમ ત્રણે જણનો સમાગમ થાય ત્યારે જ વૈષ્ણવરૂપ બને છે એમ સિદ્ધ કરવાને માટે કવિ કહે છે કે

"વિઠ્ઠલ વલ્લભ બે વકાર આદ્યંત રહ્યા છે,
મધ્યે ષ્ણ કૃષ્ણનો મળ્યે વૈષ્ણવ જ લહ્યા છે."

પુષ્ટિપથ રહસ્ય, શ્લોક ૧૧૭, (૨ પ્રા. કા. મા.) અર્થાત્ વિઠ્ઠલમાંથી "વિ" અક્ષર, કૃષ્ણમાંથી "ષ્ણ" અક્ષર, અને વલ્લભમાંથી "વ" અક્ષર. એ ત્રણ જેનામાં મળે તેને જ "વિષ્ણવ" કહેવાનો છે.

૧૩. અન્ય સ્થળે કવિ કહે છે કે ભક્તિવાળાને માયા દમતી નથી તેનું કારણ એ કે ભક્તિ સ્ત્રીલિંગ છે અને માયા પણ સ્ત્રીલિંગ

છે. એટલે સ્ત્રીને સ્ત્રી ઉપર મોહ થતો નથી તેથી ભક્તિને માયા દમતી નથી,- પણ જ્ઞાન અને વૈરાગ્ય તો પુલ્લિંગ છે—હિન્દીમાં પુલ્લિંગ છે-તેથી તેને માયારૂપ સ્ત્રી દમે છે, માટે ભક્તિ, જ્ઞાનવૈરાગ્ય કરતાં વધે. જુઓ રસિકવલ્લભ, પદ ૫૫ શ્લોક ૩–૫, (૨. પ્ર. કા. મા. પૃ. ૭૭).

૧૪. કવિના ખેલને ખેલ જ સમજી તેથી વિનોદ પામી તેને ભૂલી જવાના છે. અને આમ તે ભૂલી જવાના પ્રસંગો અનેક આવે છે એટલું ભૂલી નહીં જઈએ તો કવિના અન્યત્ર ગૌરવની યોગ્ય તુલના થશે. જેમ કે મોટાઓની કૃતિનું અનુકરણ કરવું તે મૂર્ખતા છે અને અધોગતિ આપે છે પણ તેના ઉપદેશને જ પ્રમાણ માની વર્તવું એવો ધર્મ છે. એટલો ઉપદેશ કરવાની સોળ કડીઓની ગરબીમાં સોળથી સવાગણાં પૌરાણિકાદિક દૃષ્ટાંતો છે તે કડીએ કડીએ અને પંક્તિએ પંક્તિએ વેગથી એવા તો સૂક્ષ્મ ચમકારા કરે છે કે સામાન્ય વાચકની દૃષ્ટિ થાકી જાય અને સૂક્ષ્મલક્ષી દૃષ્ટિને કાંઈ નવો અને સમૃદ્ધ પ્રકાશ મળે: જુઓ બૃ. કા. દો. પૃ. ૮૦૬ ગરબી ૪. અહીં આવાં દૃષ્ટાંતો ચમકારા કરે છે તો હરિ "અલબેલાની અકળ ગતિ"નું પદ (૪ બૃ. કા. દો. પૃ. ૮૦૫ પદ ૨૪) એવાં જ સંખ્યાબંધ સાંસારિક દૃષ્ટાંતોથી એવી જ રીતે ઊભરાય છે તેના વેગનું દિગ્દર્શન કરવા તેમાંની થોડીક પંક્તિઓ અત્ર ઉતારીશું.

"બંદૂક રંજક ભડક ભડાકો અરુણ ગોળી અરિપાતા,
પાવક પલકમાં, સહુ એક સંગે, અજબ જંત્ર વિખ્યાતા !
કમળનાળ જલ સંગે વાધે ઝાઝું થોડીવારે
ગુપ્ત નથી એ પ્રકટ વાત છે, કૌતુક વડું વિચારે.
તુષાર બાળે, નાગવેલી બળે, પત્ર પહોંચ્યું શતકોશે,
કર્મ કરે સમરણ રહી દૂરે, પુષ્ટ બાળ વણપોષ્યે,
સાધુ દુષ્ટસુત, દુષ્ટ સાધુસુત, ઉગ્રસેન પ્રહ્લાદા,
મણિ સર્પથી, દીપથી કજ્જલ, માદા નર, નર માદા.
કૌતુકરૂપ કૃષ્ણલીલા સહુ, કહેતાં પાર ન આવે;
દયો કહે ગાતાં અઘ નાસે, ઉર આનંદ ઉપજાવે."

કાચા અનાજના કઠણ દાણા અગ્નિ ઉપરના સામાન્ય હલકા કલેડામાં ચડી એ અગ્નિની શક્તિથી કલેડામાં ફડાફડ ફૂટવા માંડે અને રૂ જેવી પોચી ધાણીના સુંદર ધોળા રાતા દાણા બની જાય તેવી જ રીતે. સામાન્ય દૃષ્ટાન્તોના ઢગલા અનુભવી કવિના મગજમાં ચડી એની

પ્રેમભક્તિના અગ્નિને બળે ઉપરાઉપરી પરિપાક પામવા માંડે છે અને, આંખને ભાવે તે મોંને ભાવે એ ન્યાયે, દૃષ્ટિને સુંદર લાગી બુદ્ધિને બોધક અને હૃદયને પ્રિય થાય છે. "અલબેલા કૃષ્ણ"ની "અકળગતિ"નાં આવાં દૃષ્ટાંતો બીજાને મન વસો કે ન વસો, પણ કવિને તો " ઉર આનંદ ઉપજાવે " છે. આ પ્રેમભક્તિનો આનંદ કવિના અક્ષરદેહમાં સ્થળે સ્થળે ઊભરાય છે અને કવિની અંતઃશક્તિ ઉલ્લાસ પામતી પામતી નવા ચમકારા કરે છે તે કવિના અન્ય લેખોમાં હજી વધારે સ્પષ્ટ થાય છે.

## ૪. કવિની ઈશ્વિરભાવના

૧૫. જે વલ્લભપંથ કવિની આસપાસ વાતાવરણ પેઠે રહેલો છે તેની હાલની અવસ્થા ગમે તે હો અને કવિના કાળમાં પણ ગમે તે હો, પણ એ પંથના મૂળ ઝરા જેવા સાંપ્રદાયિક ગ્રન્થો એ પંથની ઉત્કૃષ્ટ અવસ્થાને કાળે ઉત્કૃષ્ટ બુદ્ધિથી લખાયેલા હતા અને કવિની દૃષ્ટિ એ લેખોથી જ પ્રધાનપણે પ્રોત્સાહિત થઈ હતી એટલી વાત એના " રસિકવલ્લભ " વાંચનારને સ્પષ્ટ થાય એમ છે. હાલમાં એ સંપ્રદાયના સિદ્ધાન્તોના ઉપોદ્ઘાતરૂપે શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત-પ્રદીપ[1] નામનો સંક્ષેપગ્રન્થ રા. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ. નો રચેલો પ્રસિદ્ધ થયેલો છે તેમાંથી થોડું વાંચ્યે ઘણું સમજાય એમ છે. આ સંપ્રદાયમાં " નિર્ગુણ " બ્રહ્મને સાટે " આનંદરૂપ " " રસરૂપ " બ્રહ્મની ભાવના છે, અને બ્રહ્મના દેહ અને આત્માનું ઐક્ય મનાય છે અને એ અંગ સર્વ અંશોમાં આનંદરૂપ અને રસ-રૂપ છે ( શુ. સિ. પ્ર. પૃ. ૩. ) અર્થાત્ પુરુષસૂક્તમાં કહેલો પુરુષ તે જ બ્રહ્મ છે, તે જ રસ છે, તે જ આનંદ છે. જે ધર્મ સંસારમાં વિરુદ્ધ લેખાય છે તે સર્વ આ સ્વરૂપમાં અને તેની અવતારદશામાં સંગત થતાં વિરોધાભાસરૂપ થાય છે: શુ. સિ. પ્ર. પૃ. ૬. શાંકર વેદાંતમાં જગત અને સંસાર માયારૂપ અધ્યાસરૂપ મિથ્યા ગણાય છે તેને સ્થાને આ સંપ્રદાયમાં જગત સત્ય મનાય છે અને હરિનું અને જગતનું ઐક્ય જ લેખાય છે.

> हरिरेव जगज्जगदेव हरिः ।
> हरितो जगतो न हि भिन्नतनुः ॥

---

૧. શુ. સિ. પ્ર. એવી સંજ્ઞાથી આ ગ્રન્થને હવે ઓળખીશું.

These are thy varied forms !
Almighty Father.

એવું અંગ્રેજ કવિનું વાક્ય છે તે જ વાક્ય આ સંપ્રદાય હરિને ઉદ્દેશીને ઉચ્ચારે છે, પણ વિશેષમાં કહે છે કે "જગત ભગવત્કાર્ય છે, ભગવદ્રૂપ છે, પણ સંસાર અહંતામમતાત્મક છે તે જીવે અવિદ્યાથી કલ્પ્યો છે. સંસારનો નાશ જ્ઞાનથી થાય. કોટિશઃ જ્ઞાનીઓનો પરમમોક્ષ થાય તથાપિ જગત તો તદવસ્થ જ રહે છે. જગતનો સર્વસુખાવહ લય તો આત્મરમણેચ્છાથી ભગવાન કરે ત્યારે જ થઈ શકે છે. દ્વૈત અવિદ્યાનું કાર્ય નથી પણ દ્વૈતજ્ઞાન અવિદ્યાનું કાર્ય છે. દ્વૈત–જગત–બ્રહ્મ કાર્ય છે, બ્રહ્મરૂપ છે; પરંતુ દ્વૈતજ્ઞાન (આ પૃથક્ અને આ પૃથક્ એવી બુદ્ધિ) અવિદ્યાનું કાર્ય છે. એ અવિદ્યાવડે બ્રહ્મ નહીં પણ જીવ જ બદ્ધ થાય છે.—શુ. સિ. પ્ર. પૃ. ૩૦. અર્થાત્ કારણકાર્યરૂપે બ્રહ્મ અને જગત એક જ છે. એ જ સંપ્રદાય એ બ્રહ્મનાં બે સ્વરૂપ દર્શાવે છે. તેમાંના એકને મર્યાદા પુરુષોત્તમ અથવા અક્ષરબ્રહ્મની સંજ્ઞા આપે છે અને બીજાને પુષ્ટિપુરુષોત્તમની સંજ્ઞા આપે છે. મર્યાદા-પુરુષોત્તમ પાલિકાશક્તિરૂપ લક્ષ્મી સાથે વ્યાપિ-વૈકુંઠમાં વિહાર કરે છે, અને પુષ્ટિ-પુરુષોત્તમ ગોકુલમાં અને વ્રજમાં ભક્તો સાથે વિહાર કરે છે અને લક્ષ્મી પણ એ ભક્તો ભેગાં દાસ્યભક્તિ કરે છે. મર્યાદા-પુરુષોત્તમ ધર્મરૂપ અને દક્ષિણાંગ છે અને પુષ્ટિ-પુરુષોત્તમ ધર્મીરૂપ અને વામાંગ છે. શુ. સિ. પ્ર. પૃ. ૮૧. મર્યાદા-પુરુષોત્તમ પ્રમેય છે અને જ્ઞાન, ભક્તિ, અને સાધનોથી સાધ્ય છે અને મર્યાદામાર્ગ અક્ષરરૂપે બ્રહ્મની વાણીમાંથી વેદમાંથી પ્રકટ થયો છે; ત્યારે પુષ્ટિ-પુરુષોત્તમ અથવા પુષ્ટપુરુષોત્તમ તેના વેણુનાદથી પ્રત્યક્ષ થાય છે, તેને પ્રાપ્ત કરવાને "વિપ્રયોગ રસાત્મક સર્વાત્મભાવપ્રદાન" વિના અન્ય સાધનની અપેક્ષા નથી. "પુષ્ટિમાર્ગ" સાક્ષાત શ્રી અંગમાંથી જ પ્રકટ થયો છે, અને "રસરૂપ પુષ્ટ પુરુષોત્તમ" એ વેણુનાદના ફલરૂપે આ પુષ્ટિમાર્ગથી "પ્રમેય" છે. શુ. સિ. પ્ર. પૃ. ૭૯.

૧૬. આપણે આ સંપ્રદાયના સિદ્ધાન્તોનું રહસ્ય શોધવાનો પ્રસંગ નથી પણ આપણા કવિએ એમાંથી કેવું રહસ્ય તારવી કાઢ્યું છે તે જોવાનું છે અને તેને અંગે એ સિદ્ધાંતોનું જેટલું સ્પષ્ટીકરણ આવશ્યક હોય

તેટલું જ જોવાનું છે. જેમ એક દેશની ભાષામાં બીજા દેશની વાતો ભાષાંતરથી અને રૂપાન્તરથી સ્પષ્ટ થાય છે તેવી રીતે પુષ્ટિમાર્ગના જે સિદ્ધાન્તોનું ઉપર પ્રમાણે સ્પષ્ટીકરણ આપણે શોધીશું તે લોકને પરિચિત શાંકર વેદાંતાદિકની ભાષાના તેમ રાજભાષાના વિચારો દ્વારા કોઈ સ્થાને સમજવાનું સુલભ હશે ત્યાં તે દ્વારનો ઉપયોગ કરીશું, અને જ્યાં અન્ય કોઈ દ્વાર ઉઘાડું હશે ત્યાં તેનો ઉપયોગ કરીશું. આટલા ઉપરથી આપણે આ સર્વ સંપ્રદાયો જ કે વિદ્યાઓની પરસ્પર તુલના કરવા કે તેને ઊંચું નીચું પદ આપવા બેઠા છીએ એવી ભાવના કરવી નહીં, કારણ એવી ભાવના ઉત્પન્ન કરવાનો મારો આશય નથી.

૧૭. આવી ભાવના દૂર રાખી પ્રથમ પગલું ભરતાં જ મર્યાદા પુરુષોત્તમ અને પુષ્ટિ-પુરુષોત્તમનો વિવેક સમજવાનો માર્ગ શાંકર વેદાંતની એક યુક્તિથી શોધવાનો પ્રસંગ પ્રાપ્ત થાય છે. વલ્લભાચાર્યના સંપ્રદાયને સંપ્રદાયની સંજ્ઞા આપવી અને શાંકર વેદાંતને હાલમાં પરિચિત વેદાંત સંજ્ઞા આપવી આપણને અનુકૂળ પડશે જાણી તે સંજ્ઞાઓ વાપરીશું. વેદાંતમાં બ્રહ્મજ્ઞાનના બે માર્ગ દર્શાવ્યા છે તેમાં એક પરોક્ષજ્ઞાનની સંજ્ઞાથી અને અન્ય અપરોક્ષાનુભવની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. સંપ્રદાયમાં એટલે વલ્લભ સંપ્રદાયમાં વર્ણવેલ અક્ષરબ્રહ્મ અથવા મર્યાદા-પુરુષોત્તમ તે પરોક્ષ જ્ઞાનથી પ્રમેય છે અને પુષ્ટિ-પુરુષોત્તમ અપરોક્ષાનુભવથી સાધ્ય છે એવું કહેતાં એ બેનો વિવેક સ્પષ્ટતર થાય છે. એ ઉભય મળી માત્ર એક બ્રહ્મનાં બે સ્વરૂપ છે અને એ બેના સરવાળાને દયારામ "અખિલ" સંજ્ઞાથી ઓળખે છે.

૧૮. અખિલનું વર્ણન કરતાં કવિ કથે છે કે

"આદ્ય સ્વયંભૂ આત્મારામ જી, મૂળ પુરુષ જે પૂર્ણકામ જી,
પ્રધાન પુરુષેશ્વર પરબ્રહ્મ જી, નેતિ નેતિ કહે નિગમ જી,
પર અક્ષરથી ત્રિગુણાતીત જી, ગમ્ય ન મન ગો અકળ અજીત જી
જે થકી કંપે માયા કાળ જી, એવું અખિલનું રૂપ રસાળ જી"

(૨. ૧. પદ ૧૨; ૧-૨)

અખિલના રસાળપણા વિષયે કવિ લખે છે:-

"જે રસાળ નિત્ય નવીન મોહન આનંદમય સહુ અંગ,
નટવર લલિત ત્રિભંગ છબી પર વારું અનંત અનંગ!

"જે મૂળપ્રકૃતિ મહામાયા, જે પુરુષની કિંકરી,
તે દયાપ્રીતમ અખિલ ઈશ્વર, ગોપીજનવલ્લભ હરિ."
(૨. ૫. ૧૩, ૩, ૮)

૪. કાર્યરૂપ જગતનું સ્વરૂપ પળે પળે બદલાય છે માટે તેનું નામ ક્ષરબ્રહ્મ, કારણરૂપ ઈશ્વરશક્તિ તે ક્ષર નથી માટે અક્ષરબ્રહ્મ, અને તેનાથી વિશેષ અને અક્ષરથી પણ ઉપર તે નિરક્ષર અથવા અક્ષરાતીત બ્રહ્મ, આવા ત્રણ ભેદ સંપ્રદાયમાં છે તે વેદાંતમાં માયા, ઈશ્વર, અને બ્રહ્મ, એ ત્રણ ભેદને સ્થાને છે વેદાંત માયાને ઈશ્વરના મહા-સ્વપ્નરૂપે અસત્ય જેવી માને છે ત્યારે એ સ્વપ્નને સ્થાને ક્ષર બ્રહ્મ સંપ્રદાયમા સત્ય મનાય છે, અને અવતારદેહ તેમાં આવી જાય છે. અખિલ અથવા રસાળ અક્ષરાતીત બ્રહ્મ નટવરરૂપે નગક્રીડા કરી રહ્યું છે અને શ્રીઅંગને નામે સમજાય છે તે મહાનટના અખિલ અંગમાં નટક્રીડા સમયે ત્રિભંગ પડે છે તે શાને ઉદ્દેશીને કહેલા છે તે બહુ સ્પષ્ટ નથી; પણ તે ઉત્પત્તિ, સ્થિતિ, અને લયને ઉદ્દિશતા હોય એવો સંભવ છે, કારણ એક સ્થાને "પુરષોત્તમે ભ્રૂકુટીભંગથી સૃષ્ટિ ઉપજાવી" એવું વાક્ય છે. ૨. ૫. પદ ૧૪, ૬. વળી અન્ય સ્થાને કહ્યુ છે કે

"વિશ્વ સકલ છે હરિનું રૂપ જી,
એકાંશે વ્યાપક વ્રજ ભૂપ જી,
કર્તા હર્તા પોષક સ્વામી જી,
સહુ ઘટવાસી અંતર્યામી જી" ૨ ૫. પદ ૨૧; ૧.

એક અંશથી કૃતિ, બીજાથી પોષણ, ત્રીજાથી સંહાર, એમ અંતર્યામીની લીલાના ભંગ સમજાય છે એ ત્રણ ભંગ વચ્ચે વિશ્વરૂપે હરિનો એક અંશ વ્યાપક થયેલો છે, અને બાકીનો અંશ તેથી બહાર છે, વિશ્વની બહાર છે, દેશકાળની બહાર છે, અને પુરુષસૂક્તમાં "**स भूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठद्दशाङ्गुलम् ।**" કહેલા પરમ પુરુષના અંશને ઉદ્દેશીને જ આ બાકીનો અંશ વર્ણેલો જણાય છે. શ્રીકૃષ્ણના અવતારરૂપ નટવરને વેણુગાન સમયે કંઠ, કટિ, અને ચરણના ત્રિભંગ તે આ મહાનટના ત્રિભંગના સંકેતનાં સ્થાન હોય અને તે સર્વના ઉપરનું ઉત્તમાંગ તે ઉપર કહેલા બાકીના ભાગનું સંકેતસ્થાન હોય તો નવાઈ નથી.

૧૯. જે ભ્રૂકુટીભંગથી સૃષ્ટિની ઉત્પત્તિ છે તે ભંગવેળાના એક કટાક્ષથી પ્રભુની પ્રિયા સુન્દરી ભક્તિ અને ભક્ત જીવો સમેત દૈવી સૃષ્ટિ ઉત્પન્ન થઈ અને બીજા કટાક્ષથી પ્રભુની દાસી માયા અને તેમાં લીન થયેલા જીવો સમેત આસુરી સૃષ્ટિ ઉત્પન્ન થઈ. એ પ્રથમ કટાક્ષ તે કૃપાકટાક્ષ હતો તે "અક્ષર" ઉપર પડતાં ભક્તિમાં લીન વૈષ્ણવો થયા. ર. વ. પદ ૨૪. એક દૃષ્ટિથી સૃષ્ટિના આવા બે પ્રકાર છે તો નામ, રૂપ, અને ગુણ એવા બીજા ત્રણ પ્રકાર પણ છે અને તે સર્વરૂપે હરિ જ છે.

"નામ, રૂપ, ને ગુણ કરી ભેદ જી, સકળરૂપ શ્રીહરિ કહે વેદ જી;
વિચિત્ર લીલા રચી સમર્થે જી, રમણ પોતાને કરવા અર્થે જી."
ર. વ. પદ ૩૫; ૧

એ સૌના સદશ હરિ છે પણ હરિ સદશ કોઈ નથી:

"સકળ સદશ હરિ લે જોઈ જી, હરિ સદશતા ન મળે કોઈ જી;
આદ્યંતે એક રહે હરિ જેહ જી, મધ્યે બહુરૂપે પણ તેહ જી.
પોતે જ રચનારૂપ હરિ, પોતે જ જોય અનૂપ.
ચિત્તશુદ્ધિ નીરખતાં ભાસ વિલાસ છે તદ્રૂપ."
ર. વ. પદ ૩૫; ૨, ૪.

સર્વ સૃષ્ટિમાં એમ હરિ છે તો સારા નરસા સર્વની ભક્તિ તે ભક્તિ કેમ નહીં તેની સમજણ કવિ આપે છે કે ગંગાજળ આખી નદીમાં પવિત્ર છે, તેમ જગત પણ પ્રભુનું ભૌતિકરૂપ સર્વત્ર છે તે પવિત્ર જ છે; પણ તીર્થ આગળ ગંગાજળનો અધ્યાત્મ મહિમા છે અને ગંગાદેવી અદૃશ્ય અધિદૈવ સ્વરૂપ જુદો મહિમા ધારે છે તેમ અંતર્યામી અક્ષરબ્રહ્મ તીર્થજળ પેઠે હરિનું અધ્યાત્મ સ્વરૂપ છે અને પુરુષોત્તમ તે અધિદૈવ સ્વરૂપ છે એવો વિવેક છે: ર. વ. પદ ૩૫; ૫–૮. આ પ્રમાણે ભેદ વસ્તુતઃ ન હોવા છતાં માત્ર વિવેકને માટે છે અને વિવેકથી હરિપૂજન કરતાં જ ફળ છે, કારણ એકનો એક અગ્નિ એક દશામાં બાળે છે ને બીજી દશામાં નથી બાળતો, અને વૃક્ષનું સિંચન તો આખા વૃક્ષને સિંચન કરવાથી નહીં પણ થડને સિંચન કરવાથી થાય છે.

"નિરાવરણ અગ્નિ જેમ બાળે જી, સાવરણ સ્પર્શે ત્યમ ન પ્રજાળે જી
એમ હિત હરિનું સંસૃતિ ટાળે જી, પ્રીત પ્રપંચે ભદ ન ભાળે જી;

ચડ ડાળાં અળગાં નહીં કોય જી, પણ સિંચન તે થડને હોય જી;
બ્રહ્મ સત્ય ને જગત અસત્ય જી, એમ કહે કાણ્ણા વણમલ જી."

૨. વ. ૫૬ ૩૬; ૧-૨.

૨૦. વેદાન્તમાં બ્રહ્મને સચ્ચિદાનંદસ્વરૂપ કહે છે. સંપ્રદાયકવિ વે ત્રણને બ્રહ્મના ગુણ ગણે છે.

"નિર્ગુણ સગુણ શ્રુતિનો અર્થ જી, એમ કર્યો મહામતિ સમર્થ જી,
પ્રાકૃત ગુણ નહીં જેમાં લેશ જી, અપ્રાકૃત ગુણ ભર્યો અશેષ જી;
સત્, ચિદ્, આનંદ, આદિ અનંત જી, એશ્વર્યાદિ સહ ભગવંત જી;
અગુણ સગુણ એ બ્રહ્મ વિચાર જી; કેવળ નિર્ગુણ કહે ગમાર જી."

૨. વ. ૫૬ ૪૫; ૧-૨.

૨૧. એ સદ્, ચિદ્, આનંદ વિશે કવિ કથે છે કે

"સદ્ રૂપ સમજ વિરાટ, અક્ષરબ્રહ્મ ચિદ્ કહે છંદ
છે નારાયણ આનંદમય, શ્રીકૃષ્ણ પરમાનંદ."

૨ વ. ૫૬ ૮૦; ૬.

૨૨. અત્યાર સુધીનાં આપણાં દષ્ટાંતોથી સમજાય છે કે વર્ગીકરણ શુદ્ધિને માટે કવિને ઝાઝો આદર નથી. જે સદ્ ચિદ્ આનંદને ઉપર એક સ્થાને કવિએ બ્રહ્મના ગુણ ગણ્યા છે તેને જ આ સ્થાને બ્રહ્મનાં રૂપ ગણ્યાં છે. તે રૂપ હો કે ગુણ હો, પણ વિરાટ અથવા વિશ્વરૂપ તે સદ્, અક્ષરબ્રહ્મ તે ચિદ્, અને નારાયણ અને કૃષ્ણ એ ઉભય આનંદ, એટલું ફલિત સ્પષ્ટ થાય છે.

૨૩. નારાયણ અને કૃષ્ણની વ્યાખ્યાઓ છે કે

"પરમાત્મ ધર્મે કરી જે સર્વના અંતર્યામી,
શ્રીનારાયણ ભગવાન ધર્મે સકળકેરા સ્વામી;
આકૃતિ શિશુ, ને કુમાર વ્રજ, પૌગંડ નંદકુમાર,
છે ધર્મી નિત્ય કિશોર કેશવ રાધિકા ઉરહાર."

૨. વ. ૫૬ ૧૨; ૫, ૬.

૨૪. આમાં પરમાત્મા, ભગવાન, અંતર્યામી, અને સકળકેરા સ્વામી નારાયણને કહ્યા છે અને તેને ધર્મરૂપ કહ્યા છે, ત્યારે શ્રીકૃષ્ણને ધર્મીરૂપ કહ્યા છે અને તેનું વર્ણન તે તેમની અવતારદશાનું છે કે ધર્મીરૂપ પુષ્ટિપુરુષોત્તમ ખંડ ૧૫ નું છે તે વિચારવાનું છે. ઉપરની બે કડીઓ ઉપર દષ્ટિ કરીએ તો તેમાં પણ સંદિગ્ધ વચન છે કે

"પ્રતિરોમ જે મહાપુરુષ બ્રહ્મ, બ્રહ્માંડકોટિ અનંત,
તે વામપદમાં બિન્દુરૂપે, વસે રાધાકાન્ત."
૨. વ. પદ ૧૨; ૪.

૨૫. પ્રાચીન કાવ્યમાળાના ટીકાકાર આનો એવો અર્થ ગણે છે કે અનંતકોટિ બ્રહ્માંડને પ્રતિરોમ ધારનાર મહાપુરુષ છે તે રાધાકાન્તના વામપદમાં બિન્દુરૂપે વસે છે. બીજો અર્થ એવો પણ થાય કે ઉક્ત પ્રકારના બ્રહ્મના વામપદમાં બિન્દુરૂપે રાધાકાન્ત વસે છે. આ ઉભય અર્થ સંભવિત છે ને કયા અર્થનું ગ્રહણ યોગ્ય છે તે જોવાનું છે.

૨૬. શ્રીકૃષ્ણનો અવતારી સ્થૂળ દેહ આ પૃથ્વીના પરમાણુઓ ભેગો થઈ ગયો છે, જે ગોકુળ અને વૃન્દાવન તેમનાં વિહારસ્થાન હતાં તે નામનાં સ્થાન હજી પણ છે પણ જે અનિત્ય પૃથ્વી ઉપર તેઓ ઊભાં છે તે પૃથ્વીની અનિત્યતામાંથી એ સ્થાન ઊગરે એમ નથી, જે ગોપિકાઓના સ્થૂલ દેહ ત્યાં હતા તે પણ સ્થૂલ પદાર્થમાત્રની અનિત્યતાને વશ થઈ ગયા છે, અને તે સર્વની આવી અનિત્ય ઐતિહાસિક સત્તા–અસત્તામાં શ્રદ્ધા રાખી કવિ શ્રીકૃષ્ણ, ગોપિકાઓ, વૃન્દાવન, ગોકુલ અને રાસક્રીડાની અન્ય નિત્ય સ્થિતિ દેખે છે. જેમાં મુનિજનો લીન થાય છે એવા "કૃષ્ણસદન" ને "આધ્યાત્મિક શ્રીસ્વરૂપ" કહી તેનાથી "પર" પદાર્થ કવિ દર્શાવે છે કે

"છે તેથી પર શ્રીપુરુષોત્તમ, જ્યાં આદિ વૃન્દાવન,
લીલા અચળના વિહારી, જ્યાં ગમ્ય નહીં ગો મન.
શ્રીઅંગની સૃષ્ટિ જ્યહાં, સામગ્રી સહુ નિજરૂપ;
આનંદમય ત્યાં અખિલ ક્રીડા, નિત્ય સત્ય અનૂપ.
જે થકી શ્રેષ્ઠ ન કશું, વ્યાપી વૈકુંઠ વેષ્ટિત લોક;
જ્યાં થકી પુનરાવૃત્તિ નહીં, જ્યાં સ્વપ્નમાં નહીં શોક.
હર હિરણ્યગર્ભાદિક ન ગતિ, જ્યાં સકળ સુન્દરી શ્યામ;
છે દયાપ્રીતમ પુરુષોત્તમ, પુરુષૈક પૂરણકામ."
(૨ વ. પદ ૮૧; ૫–૮.)

ત્યાં પણ યમુનાદિક છે, ત્રિવિધ પવન છે, ગિરિરાજ છે, અને ત્યાં

"શતપત્ર લોચન સુન્દરી શ્યામાતણાં બહુ વૃન્દ,
તે મધ્ય વિલસે લાસ નટવર રસિકમણિ ગોવિન્દ.

નિત્ય નવલે રાસ વિલાસ રચના, કથનમાં ક્યમ આવે ?
છે નિત્ય લીલા અપ્રાકૃત, આનંદમય શ્રુતિ ગાવે.
એ પુષ્ટિ સૃષ્ટિ સર્વની શ્રીઅંગથી ઉત્પત્ય,
જન દયા પ્રીતમ કૃષ્ણરૂપ વિના ઠરે નહીં મત્ય."

ર. વ. પદ ૮ર.

૨૭. કવિએ કરેલા આ વિવેક પ્રમાણે જે બે સૃષ્ટિઓ છે તેમાંની એક નિત્યસૃષ્ટિ છે અને બીજી અવતારસૃષ્ટિ છે અવતારસૃષ્ટિમાં કૃષ્ણ, વૃન્દાવન, રાસ આદિ અંશો છે તેમને આપણે અવતારકૃષ્ણ, અવતારવૃન્દાવન, અવતારરાસ વગેરે સંજ્ઞાઓ આપીશું. નિત્યસૃષ્ટિમાં નિત્ય કૃષ્ણ, નિત્ય વૃન્દાવન, નિત્ય રાસ, વગેરે સંજ્ઞાઓ વાપરીશું. ઉપરની છેલ્લી કડીમાં આ નિત્યસૃષ્ટિને પુષ્ટિસૃષ્ટિ કવિએ કહી છે અને શ્રીઅંગમાંથી એટલે અખિલમાંથી તેની ઉત્પત્તિ કહી છે. એ ઉત્પન્ન નિત્યસૃષ્ટિ સંબંધે છેલ્લી પંક્તિ ઉપર આપી છે તે પ્રમાણે એ નિત્યસૃષ્ટિમાં પણ મનિ ઠરવાનું આખર ઠામ તો શ્રીકૃષ્ણરૂપ જ છે. આ નિત્ય કૃષ્ણરૂપ અને અખિલના વામાંગ (ખંડ ૧૫) ધર્મી પુષ્ટિ-પુરુષોત્તમ તે ઉભય એક જ સત્ત્વનાં ભિન્ન નામ છે એ હવે સ્પષ્ટ થશે. ઉપર રસિકવલ્લભના પદ ૮૧ માંથી આપેલી પંક્તિઓમાં જે અખિલ ક્રીડા કહી છે તે તેના પહેલી જ કડીમાં શ્રીઅંગની સૃષ્ટિ કહી છે એટલે આ અખિલ ક્રીડામાં અખિલ શબ્દ શ્રીઅંગના પર્યાય અખિલનો વાચક નથી, પણ સામાન્ય ભાષા પ્રમાણે સમસ્ત શબ્દનો પર્યાય છે. આ નિત્યસૃષ્ટિરૂપ લોક એ પંક્તિઓ પ્રમાણે વૈકુંઠથી વેષ્ટિત છે અર્થાત્ નિત્ય કૃષ્ણ અને તેના વૃન્દાવનની આસપાસ તેમના ધર્મરૂપે એ કૃષ્ણના સદનરૂપે અધ્યાત્મ શ્રીસ્વરૂપ એટલે અક્ષરબ્રહ્મ (ખંડ ૧૯) અથવા મર્યાદા પુરુષોત્તમ (ખંડ ૧૫) એ વ્યાપિ વૈકુંઠમાં વિહાર કરે છે (ખંડ ૧૫) તે સ્વરૂપ જ નિત્ય કૃષ્ણનું ધામ છે. અધ્યાત્મ અક્ષર બ્રહ્મ સાધ્ય થયા પછી એના પણ મર્મભાગમાં પ્રવેશ કર્યો વગર અનુભવસાધ્ય નિત્યકૃષ્ણ પ્રત્યક્ષ થાય એમ નથી માટે એ કૃષ્ણરૂપ અક્ષરબ્રહ્મથી પણ પર છે અને અક્ષરબ્રહ્મ માત્ર કૃષ્ણસદન છે. ર-વ. પદ ૮૧; ૪, ૫.

૨૮. એક સ્થળે કવિએ અક્ષરબ્રહ્મનું ચિદ્રૂપ, નારાયણનું આનંદમયરૂપ, અને કૃષ્ણનું આનંદરૂપ કહેલું છે: (ખંડ ૨૦-૨૧).

અન્ય સ્થાને નારાયણને અંતર્યામી, સ્વામી, પરમાત્મ ધર્મ અને ભગવત્ ધર્મ કહેલા છે અને એમનાથી "નિત્ય કિશોર કેશવ" ને જુદા વર્ણવેલા છે: (ખંડ ૨૩). આ ઉપરથી એમ સમજાય છે કે, મર્યાદા-પુરુષોત્તમ અથવા અક્ષરબ્રહ્મમાં કવિએ ચિદ્ભાગ અને આનંદ-મય ભાગ ગણ્યા છે પણ આનંદરૂપ ભાગ ગણ્યો નથી, અને આનંદ-રૂપ તો કેવળ કૃષ્ણમાં જ ગણ્યું છે. નારાયણ જેમ ધર્મરૂપ છે તેમ જ અક્ષરબ્રહ્મ પણ ધર્મરૂપ છે. (ખંડ ૧૫, ૨૪) અને પુષ્ટિ પુરુષોત્તમ તેમ "નિત્ય કિશોર કેશવ" ધર્મીરૂપ છે. એ સર્વ ઉપરથી એમ સમજાય છે કે નિત્યકૃષ્ણ અને પુષ્ટિપુરુષોત્તમ જેમ એક જ છે તેમ જ નારાયણ અને અક્ષરબ્રહ્મ પણ એક જ છે અને જ્યારે તે પરોક્ષ જ્ઞાન પ્રમેય (ખંડ ૧૫ અને ૧૭) થાય ત્યારે તેનું ચિદ્રૂપ સ્પષ્ટ થવાથી અક્ષરબ્રહ્મ કહેવાય છે અને ભક્તિસાધન (ખંડ ૧૫) થી સાધ્ય થાય છે ત્યારે આનંદમય લાગે છે અને નારાયણ કહેવાય છે: (ખંડ ૨૩-૨૪). નારાયણ એટલે "જીવસમૂહનો આશ્રય" એવો અર્થ આપી કવિ તેનું ભજન કરાવે છે. ૧૩ પ્રા. કા. મા. પૃષ્ઠ ૮૬ પદ ૪૦. સર્વ જીવોનો આશ્રય અક્ષરબ્રહ્મ અથવા નારાયણ છે, અને પુષ્ટિમાર્ગના રસરૂપ આનંદરૂપ પુષ્ટિપુરુષોત્તમના ભક્તો તો પુષ્ટિ-સૃષ્ટિના જ અંશ છે એ વિવેક અખિલનાં બે સ્વરૂપોનો ઉક્ત ભેદ લક્ષ્યમાં લીધાથી સમજાય છે. નારાયણ અને અક્ષરબ્રહ્મનો આનંદ **ગણી** શકાય-**માપી** શકાય છે. મુનિજનોને એ અધ્યાત્મસ્વરૂપથી આનંદ પ્રાપ્ત થાય છે તે આવી **મર્યાદાવાળો** હોવાથી માત્ર **ગણિતાનંદ** છે અને તેમને પ્રાપ્ત થતું શ્રીસ્વરૂપ પણ **મર્યાદાપુરુષોત્તમ** છે. ત્યારે પુષ્ટિ-પુરુષોત્તમ અથવા નિત્યકૃષ્ણ પરમાનંદરૂપ પૂર્ણાનંદરૂપ છે. ૨. વ. પદ ૮૦; ૬-૮ અને પદ ૮૧; ૪.

૨૯. ઉપર પ્રમાણે વિવેક હોવાથી ૨. વ. પદ ૧૨; ૬ માંના "રાધિકા ઉરહાર" અને એ જ પદની કડી ૪ માંના "રાધાકાન્ત" તે આ નિત્યકૃષ્ણ જ ગણવાનો પ્રસંગ સ્પષ્ટ છે અને ખંડ ૨૫-૨૬માં એ કડીઓ સંબંધે ઉઠાવેલા બે પ્રશ્નોનું સમાધાન એવી રીતનું પ્રાપ્ત થાય છે કે (૧) એ પદમાંના ધર્મી કેશવ તે પુષ્ટિ-પુરુષોત્તમ "રાધિકા.

ઉરહાર" અને "રાધાકાંત" કૃષ્ણના વામપદમાં કોઈ નથી પણ એ કૃષ્ણ જ .અખિલ સ્વરૂપના વામપદમાં વસે છે, અને (૨) જે અખિલના દક્ષિણાંગમાં અક્ષરબ્રહ્મ અને વામાંગમાં નિત્ય કૃષ્ણ વસે છે (ખંડ ૧૫) અને મહામાયા જેની કિંકરી છે (ખંડ ૧૮) તે અખિલ જ વામપદમાં બિન્દુરૂપે રાધાકાન્તને ધારનાર મહાપુરુષ બ્રહ્મ (ખંડ ૨૪) છે અને તેને રોમેરોમ અનંત કોટિ બ્રહ્માંડ (ખંડ ૨૪) પણ ક્ષરબ્રહ્મ સદ્રૂપ વિરાટરૂપે (ખંડ ૨૧-૨૨) વસે છે.

૩૦. આ પ્રમાણે કવિની ઈશ્વિરભાવના આવાં વામદક્ષિણ અંગવાળા અને આવાં અનંત અસંખ્ય રોમવાળા મહાપુરુષ નટવર બ્રહ્મમાં સમાપ્ત થાય છે. મનુષ્યની દૃષ્ટિ પોતાની શક્તિ પ્રમાણે તે મહાપુરુષની ભાવના કરી શકે છે. ઈશ્વરનું સદ્રૂપ તેના સ્થૂલ વિશ્વરૂપ વિરાટમાં આ દૃષ્ટિની સ્થૂલ શક્તિને દેખાય છે. મનુષ્યની બીજી દૃષ્ટિ અસ્થૂલ-સૂક્ષ્મ-જ્ઞાનરૂપ છે, ચિદ્રૂપ છે, તે દૃષ્ટિ ચિદ્રૂપ નિયન્તારૂપ અક્ષરબ્રહ્મ ઈશ્વિરને જુએ છે. મનુષ્યની પ્રેમરૂપ રસરૂપ અનુભવદૃષ્ટિ આનંદરૂપ રસરૂપ નિત્યકૃષ્ણમાં પ્રવાહિત થાય છે, રમમાણ થાય છે, અને પૂર્ણાનંદ અનુભવે છે.

૩૧. પાશ્ચાત્ય દૃષ્ટિ પ્રમાણે મનુષ્ય જ્ઞાનેન્દ્રિયોદ્વારા અને જ્ઞાનેન્દ્રિયોનાં દૂરદર્શક યંત્રાદિક સાધનોદ્વારા દિશા અને કાળરૂપ વિશ્વમાં ભરેલી સૃષ્ટિસામગ્રી જોવા પામે છે, તો એ મનુષ્યમાં જીવની સત્તા માનનારા પાશ્ચાત્ય વિદ્વાનો આ સૃષ્ટિસામગ્રીને સ્થૂલ ગણી તેના મર્મભાગમાં રહેલા અદૃશ્ય નિયંતાને અનુમાનથી, ઉપમાનથી, અને શ્રદ્ધાથી દેખે છે અને ભક્તિભાવનાથી પૂજે છે. પાશ્ચાત્ય શાસ્ત્ર આ સૃષ્ટિસામગ્રીમાં "*Monism*" નામે અદ્વૈત સત્ત્વને ક્વચિત્ માને છે અને વિશ્વરૂપ વિરાટમાં અને એ સત્ત્વમાં બહુ અંતર નથી. નિયંતાનું જ્ઞાન અને ભક્તિદ્વારા પૂજન એ પાશ્ચાત્યોમાં Monotheism અથવા એકેશ્વરવાદ નામે ઓળખાય છે. સંપ્રદાયમાં પણ ઈશ્વર અને જીવનો ભેદ અને સેવ્યસેવક સંબંધ ગણી આવો જ વાદ માન્યો છે, પરંતુ તેમાં જીવને ઈશ્વિરનો અંશ ગણેલો છે, અને જગત બ્રહ્મનું ઐક્ય ગણેલું છે તેથી પાશ્ચાત્યોના Pantheism એટલે સર્વેશ્વરવાદમાં આનો સમાસ થાય છે. બાકી સંપ્રદાયનાં તેમ કવિનાં ભજનકીર્તનો તો આવા સર્વેશ્વરવાદ ઉપરની તથા અંશાંશીવાદ ઉપરની દૃષ્ટિને

કેવળ દૂર કરી દઈ માત્ર એકેશ્વરવાદનાં ભજનકીર્તનરૂપે જ ઉદ્ગાર કરે છે. અવતારદશાની અને પુષ્ટિપુરુષોત્તમની ભક્તિ તો એકેશ્વરવાદ તેમ સર્વેશ્વરવાદ ઉભયથી કેવળ ભિન્ન છે. આપણા કવિનાં પદોમાં તેમ કેટલીક ગરબીઓમાં કેવળ એકેશ્વરવાદીની શ્રદ્ધાથી પ્રભુના દાસરૂપે જ ભક્તિ ભરેલી છે. છૂટક કાવ્યોમા અવતારદશાના પ્રસંગો છે. અને ગરબીઓના મોટા ભાગમા પુષ્ટિપુરુષોત્તમ અથવા નિત્ય કૃષ્ણમાં કવિનો પ્રેમરસ સંપ્રદાયપ્રણાલિકામા થઈને નિર્ઝર પ્રવાહિત થાય છે, પદોમાં કે કાવ્યોમા કે ગરબીઓમા સર્વેશ્વરવાદના ઉદ્ગાર કોઈક જ સ્થાને જણાય છે અને જ્યાં સહેજસાજ જણાય છે ત્યાં અંતે એકેશ્વરવાદના કે કૃષ્ણલીલાના ઉદ્ગારોમાં, નદીઓ સમુદ્રમાં ભળે તેમ, ભળી જાય છે

૩૨. કવિના સર્વેશ્વરવાદનો ઉપયોગ આવી રીતે એનાં કાવ્યોમાં અલ્પ જ છે તે એક જ દષ્ટાંતથી સ્પષ્ટ થઈ શકે એમ છે. સંપ્રદાયમાં સર્વ જગતને સત્ય અને હરિનું રૂપ ગણેલું છે અને સંસારને જીવની અવિદ્યાએ કલ્પેલો, અહંતામમતાત્મક, જીવના બન્ધનરૂપ, અને જ્ઞાનથી નાશ કરવા યોગ્ય ગણેલો છે: (ખંડ ૧૫) કવિ આવા બે પદાર્થોનો ભેદ સ્વીકારે છે તો કવચિત્ જગત અને સંસાર એ બે શબ્દોને પર્યાયરૂપ ગણે છે તો કવચિત્ માયાને નામે કવચિત્ સંપ્રદાયોક્ત જગતને ઓળખે છે, કવચિત્ અવિદ્યાને ઓળખે છે, અને કવચિત્ સંપ્રદાયોક્ત અહંતામમતાત્મક સંસારને ઓળખે છે. કયે સ્થાને કયા અર્થમાં કયા શબ્દને પ્રયોજે છે તે તે સ્થાનના વિચારથી અન્વય કરી શોધી ન કાઢીએ તો ગૂચવાડો થાય એમ છે. આ સર્વ શબ્દોમાંથી કોઈને કવિ પોતાની પરિભાષા કરી દેવા જેટલો આદર રાખતા નથી, અને જગતને અસત્ય કહેવાની ના પાડે છે પણ એમની હૃદયવૃત્તિને કે પ્રેમરસને એ જગત અને સંસાર ઉભય વેદાન્તની પેઠે છેક સ્વપ્ન જેવાં નથી વસતાં તો એ ઉભયમાંથી એકની પણ એમને રજ પરવા પણ નથી. સંસારશબ્દને જગતના પર્યાયરૂપે વાપરી કવિ તેનું ભગવદ્રૂપત્વ દર્શાવે છે કે

"સંસાર સૂક્ષ્મ બીજરૂપ સદા હરિમાં સત્ય,
જયમ વૃષા વીત્યે અભ્ર અંતર્ધ્યાન હોય સહુ જોય,
કયહું હતાં નહીં તો સમય આવી કોણ વરસ્યું તોય?

ભવ લીલા છે ભગવંતની, સંશય ન ભગવદ્રૂપ.
છે કારણ સાચું દયાપ્રીતમ, કાર્ય પણ તદ્રૂપ."
૨. ૫.:૫૬/૩૪; ૬–૮.

એ જ સંસારને મૂળ પ્રકૃતિનું અને મહામાયાનું નામ આપી અન્યત્ર તેને કવિ મહાપુરુષની કિંકરી કહે છે (ખંડ ૧૮) અને એ કિંકરીની સૃષ્ટિને આસુરી કહે છે: (ખંડ ૧૯), એ આસુરી રૂપવાળી માયાનું કાળરૂપ અખિલનું રસાળરૂપ જોઈ કંપે છે (ખંડ ૧૮), અર્થાત્, માયાનું સ્વરૂપ આવું નિન્દ્ય અને બીભત્સ છે. અન્ય સ્થાને વળી માયાશબ્દને પ્રકૃતિના નહીં પણ મોહના પર્યાયરૂપે કવિ પ્રયોજે છે અને તેનું અને અવિદ્યાનું એકઠું નિવાસસ્થાન કામને અને દામને ગણી ત્યાં આગળથી નાસી જવાનો ઉપદેશ કરે છે.

"દુષ્ટ સંગ પહેલો પરનારી જી, નિજની પણ વહુ પ્રિય નહીં સારી જી,
કામ દામ બે માયા ધામ જી, સદા અવિદ્યા ત્યાં વિશ્રામ જી,
વિશ્રામ જ્યાં નિત્ય અવિદ્યા, ત્યાં સહુ અમંગળ હોય,
શ્મશાન સ્થળ ત્યાં પ્રેત હોય, કૌતુક ન માને કોય.
તરુણી જ માયા મોહની, તરવા ન દે જ્યાં સંગ,
અણમળ્યા કદી કો ઊગરે, મળતાં સકળ બળભંગ.
તે માટ એવું નાસવું, જ્યમ છાયા સ્પર્શ ન થાય,
જ્યમ છાયાભગરી છાયા અડતાં કાયા કરડી ખાય."
૨. ૫. ૫૬ ૭૪, ૨–૫.

૩૩. કવિના સ્થૂલ જીવનને કલંકિત ગણવું કે ન ગણવું તેની તુલના કરનારને કવિના આ ઉદ્ગાર બહુ મનન કરવા યોગ્ય છે. બાકી પ્રસ્તુત પ્રસંગને માટે તો કવિના સર્વેશ્વરવાદની કેવી મર્યાદા છે તે સમજાવવા માટે આટલું દિગ્દર્શન કરેલું છે. એ મર્યાદામાં રહીને એ વાદ સર્વાત્મભાવની ભાવનારૂપે કવિના અક્ષરદેહમાં સ્ફુરે છે તે પ્રસંગ આવ્યે જોઈશું. અત્યારે તો એટલું જાણવું બસ છે કે વેદાન્ત आत्मवत्सर्वभूतेषु यः पश्यति स पश्यति એમ કહે છે ત્યારે સંપ્રદાયનો સર્વભૂતાત્મભાવ પણ એવું જ કહે છે, અને જે જગતને વેદાન્ત અધ્યાસરૂપ ગણી માયા નામ આપે છે તે જગતને દયારામ સત્ય ગણીને પણ તે જગતરૂપ ફળના રસને માયાનું નામ આપી એ રસને અને ઠળિયાને તેમ છોતરાંને સાથે લાગા એક ન્યાયે

જ ફેંકી દે છે અને સાટે સર્વોત્મભાવ વગેરે નામવાળી ભાવનાઓથી નવધાભક્તિનાં સ્વરૂપને દેખે છે તે પ્રસંગ આવ્યે જોઇશું.

### ૫. રાધાકૃષ્ણમાં કવિના રસવિષય

૩૪. અક્ષરબ્રહ્મરૂપ જેનું સદન છે એવા નિત્યકૃષ્ણ રસરૂપ પૂર્ણાનંદરૂપ છે એવું કવિવચન ઉપર દર્શાવેલું છે. પણ ઉદ્બોધક શક્તિનો સમાગમ જ આ રસરૂપ કૃષ્ણને નિત્ય હોય છે અને એ શક્તિને કવિ રાધાનું નામ આપે છે. અક્ષરબ્રહ્મ અથવા નિયન્તા ઈશ્વરને આ રાધાકૃષ્ણ પોતાનું ધામ કરી લે છે અર્થાત્ સ્થૂલ વિશ્વરૂપની નિયામક શક્તિરૂપ ઈશ્વરના પણ હૃદયમાં રાધાકૃષ્ણના વિહાર નિત્ય જામી રહે છે. એ હૃદયમાં પણ રસ અને રસોદ્બોધક શક્તિનો ઉદ્ભવ અને સમાગમ કવિ રાધાકૃષ્ણના નામથી વર્ણવે છે, અને રાધાને સ્વામિનીજીને નામે પણ ઓળખે છે. એ રાધાકૃષ્ણ અથવા રસશક્તિ અને રસોદ્બોધકશક્તિ શ્રીઅંગમાંથી સાથેલાગું ઉત્પન્ન થયેલું વસ્તુતઃ એક જ સ્વરૂપ છે પણ એક ચણાની બે દાળ જેવું હોવાથી જુગલરૂપે જણાય છે.

" શ્રી સ્વામિની શું સ્વરૂપ તે સુણ કહું સહિતવિવેક;
શ્રીકૃષ્ણ રાધા નામે બે, વસ્તુતા જોતાં એક.
જ્યમ અગ્નિ–જ્વાળા, ચંદ્ર–કૌમુદી, સિન્ધુ ને વળી છોળ,
કહેવાં ભિન્ન અભિન્ન બન્ને વસ્તુ એક જ ખોળ.
જે "એકમેવાદ્વિતીય બ્રહ્મ" કહ્યું શ્રુતિએ જૂદા જાણી,
નહીં તો થયું ધ્રુવ "એવ" શબ્દે અદ્વિતીય શીદ વાણી?
ભાસે જુગલ વૈ એક બે મળી, હેતુ એ પુનરુક્તિ,
જન દયાપ્રીતમ કૃષ્ણરાધા એક બે એ જુક્તિ."

૨. વ. ૫૬ ૮૬; ૫–૮.

"એક ચણો જ્યમ દ્વિદળ મળીને જી, સ્વતઃસિદ્ધ રહ્યા બે હળીને જી;
સત્ય ચણો જ્યમ ભાસે એક જી, દ્વિદળાંતરમાં વિરલ વિવેક જી;
ત્યમ અક્ષર–વેષ્ટિત જુગરૂપ જી, અનુભવી જાણે વાત અનૂપ જી.
એક રૂપથી રમણ ન થાય જી, બીજું ઇચ્છું સમ વ્રજરાય જી.
વ્રજરાય સમતા અવર નહીં, નિજ સરીખા નિજ એક,
શ્રીરૂપ નિજ આત્મા હૃદયમાં, લીલા નિત્ય વિવેક.
સહુ વિદ્યમાન હતો ઉપસ્કર રસોદ્બોધક જેહ,

શ્રી સ્વામિનીજી સહ પ્રકટ કીધો બાહ્ય ઇચ્છા નેહ.
શ્રી રાધિકાથી રમણુ અચલિત કરે સુન્દર શ્યામ,
એ રીત વેદવચન સાચું, કૃષ્ણુ આત્મારામ.
ભાતી પરોણું, રૂપ છાયા, સંગ પ્રકટ્યાં બેય,
જ્યમ દીપક દીપકથી હવો સમરૂપ નિ:સંદેહ."

ર. વ. પદ ૮૭, ૧-૬.

શ્રીકૃષ્ણુ જેને પૂર્વે રસરૂપ કહેલા છે (ખંડ ૧૫) તે અને તેમની રસોદ્બોધક સામગ્રી (જેને ઉપરની પંક્તિઓમાં રસોદ્બોધક ઉપરકર નામ આપેલું છે) આ પ્રમાણે એક વસ્તુ છે અને એ સામગ્રીમાં મુખ્ય શક્તિ સ્વામિનીજી એટલે રાધા છે. એ કૃષ્ણુ અને રાધા શ્રીઅંગની પુષ્ટિસૃષ્ટિ છે (ખંડ ૨૬-૨૭) અને તે યુગલરૂપે દેખાય છે પણુ ઘડીમાં કૃષ્ણુ રાધા થઈ જાય છે અને ઘડીમાં રાધા કૃષ્ણુ થઈ જાય છે.

"શ્રીકૃષ્ણુ હોય કદી રાધિકા, થઈ જાય રાધા કૃષ્ણુ;
ત્યાં કાર્ય કારણુ કથન શું ! પૂરણુ પરસ્પર તૃષ્ણુ.
आत्मा वै राधिका प्रोक्ता, વેદની શ્રુતિ એહ;
જન દયાપ્રીતમ કૃષ્ણુ રાધા એક નિ:સંદેહ."

ર. વ. પદ ૮૭; ૭-૮.

તેમનાં રૂપ અને અલંકારાદિક કહેવાય છે તે સૌ "સાભિપ્રાય" છે. ર. વ. પદ ૬૨; ૭. અર્થાત્ સાંકેતિક છે. જેમ કે રાધા કૃષ્ણુ થઈ જાય અને કૃષ્ણુ રાધા થઈ જાય એવી રીતના રસશક્તિ અને રસોદ્બોધક શક્તિના પરસ્પર આઘાત-પ્રત્યાઘાતને સમયે જે રસ-પ્રવાહ નીકળવા માંડે તેમાં સ્નાન થતાં જ તે સ્નાન કરનાર ભક્તો સાંસારિક વિકારોમાં રચ્યાપચ્યા રહેવાનો પોતાનો સ્વભાવ બદલી નાંખે છે અને દુષ્ટતા અને મલિનતા છોડી સાધુ થઈ જાય છે. આ સ્વભાવ બદલાવનાર રસપ્રવાહ તે જ કૃષ્ણુભક્તનાં યમુનામૈયા.

"જુગલ રૂપનું શ્રમશ્રમવારિ જી, તે શ્રી યમુનાજી સુખકારી જી,
તુર્ય પ્રિયા શ્રીહરિનાં કહાવે જી, સ્વભાવ સમતા કોઈ ન આવે જી.
પિયુ આદિ સહુને સુખરૂપ જી, કોશ કૃપાના અત્ય અનુપ જી;
સ્વભાવ જીત્યાનો ન ઉપાય જી, તે જીતાવે યમુના માય જી.
એ માઈ કૃષ્ણા કૃષ્ણુરૂપિણી કરે ઉજ્જવલ દાસ;
સહુજે થયું પયપાન પાવી, તોય નહીં યમત્રાસ.

જન સ્નાન સકૃત નૂતન તનુ, યોગ્યતા સેવન કૃષ્ણ,
અહો સપ્ત સાગર મેદિની નિજ જન પૂરક તૃષ્ણ.
સદ્ય સ્મરણ કરતાં માત્રમાં લય પાપ સહુ સંતાપ;
શ્રી યમુનાજી **બીજાં નથી**; શ્રી કૃષ્ણ પૂરણ આપ."
૨. વ. ૫૬ ૮૮, ૧–૫.

યમુના સ્વરૂપમાં રસશક્તિના અને રસોદ્બોધક શક્તિના આઘાતપ્રત્યાઘાતથી સ્મરશ્રમવારિરૂપે ઉદ્ભવતા નવીન રસપ્રવાહનો આમ સમાસ છે અને તે પ્રવાહ મનુષ્યના સ્વભાવનો ઉદ્ધારક છે તો એ રસોદ્બોધક શક્તિરૂપ સ્વામિનીજી રાધિકાના અંગમાંથી એ સુગંધ પ્રવાહ નિરંતર પ્રસર્યા કર્યો છે, તે સુગંધ જ તુળસીનું શુદ્ધ સ્વરૂપ છે. એ તુળસી તે જ વૃન્દાજી, એ તુળસીનું વન તે જ નિત્ય વૃન્દાવન, અને એ વનના સુગંધનો પાસ જે પદાર્થમાં નથી, રસોદ્બોધકશક્તિના સુગન્ધનો અંશ પણ જેનામાં જણાતો નથી–એવા પદાર્થનો રસશક્તિરૂપ શ્રીકૃષ્ણ કદી પણ સ્વીકાર કરતા નથી. એ સુગંધથી જ પતિવ્રતાપણું અને અનન્ય ભક્તિની પ્રાપ્તિ છે. એ સુગંધરૂપ તુળસી પણ હરિપ્રિયા છે–પ્રભુપ્રાપ્તિને માટે આવશ્યક છે; ૨. વ. ૫૬ ૮૮; ૬–૮. અવતારદશામાં શ્રીકૃષ્ણના પ્રસંગમાં આવેલા અને સાંપ્રત વૈષ્ણવ શ્રદ્ધામાં સ્થૂલરૂપે પૂજનીય ગણાતા અનેક પદાર્થો આવી રીતે "સાભિપ્રાય" છે. અને તે અભિપ્રાય શોધવામાં અને કથવામાં કવિને ઓર આનંદ થાય છે, કારણ તેમ કરતાં તેની દૃષ્ટિ સ્થૂલ પડો ભેદી સૂક્ષ્મ નિત્ય પદાર્થોમાં પ્રવેશ કરી શકે છે.

૩૫. જ્યારે જ્ઞાનભક્તિથી પ્રમેય કરવાનું અક્ષરબ્રહ્મ સર્વ જીવોના આશ્રયરૂપ નારાયણ નામે કવિએ વર્ણવેલું છે (ખંડ ૨૮) ત્યારે રસરૂપ શ્રીકૃષ્ણ માત્ર અમુક જીવોને જ "નિજ" જન ગણી પોતાની સમતા આપે છે: (ખંડ ૩૪; ૨. વ. ૫૬ ૮૭: ૩.) એ "નિજ" જનમાં "સુંદરી શ્યામા તણાં બહુ વૃન્દ" છે એટલું જ નહીં પણ જે છે તે "સકળ" વસ્તી "સુંદરી ગ્રામ" જ છે, ખંડ ૨૬. આ સુંદરીઓનો નિરંતર રાસ વિલાસ સર્વદા મચી રહેલો છે, અર્થાત્ એ સર્વે રસોદ્બોધક શક્તિના અંશ છે અને તેમાં સ્વામિનીજી રાધા મુખ્ય છે. "રાધા" શબ્દ આરાધનમાંના રાધ ધાતુ ઉપરથી થયો છે અને ભક્તિવાચક છે. પણ અક્ષરબ્રહ્મ ઉપરની ભક્તિ કહી છે તેનાથી

શ્રીકૃષ્ણ ઉપરની ગોપીઓની અને રાધિકાની ભક્તિ વિલક્ષણ ગણેલી છે. તે સર્વે વિવેક સમજવા હવે આપણે કવિની દૃષ્ટિમાં વસેલું ભક્તિ પ્રકરણ ઉકેલીશું અને તે પછી ક્રમે ક્રમે રસશક્તિ અને રસોદ્બોધક શક્તિના સંબંધનાં રૂપક સ્પષ્ટ થશે.

## ૬. ભક્તિ પ્રકરણ

૩૬. જે ભક્તોને અને ભક્તિને પ્રભુના પ્રથમ કૃપાકટાક્ષની દૈવી સૃષ્ટિ ગણી અન્ય જીવોની અને તેમની સંસારની આસુરી સૃષ્ટિથી ભિન્ન રાખ્યાં છે ( ખંડ ૧૯ ), જે ભક્તોને અને ભક્તિને માટે પુષ્ટ-પુરુષોત્તમરૂપ નિત્યકૃષ્ણની રસરૂપ ભાવના કવિના હૃદયમાં મહાજ્વાલાઓને પ્રકટે છે, તે ભક્તિના વિષય સાથે કવિ જેને નારાયણમાં સામાન્ય જીવોએ કરવાની ભક્તિનો વિષય કહે છે તે પણ સંબંધ રાખે છે. માટે એ બે પ્રકરણો ભેગાં વિચારીશું.

૩૭. કર્મ, ધર્મ અને જ્ઞાન એ સર્વનું સ્થાન કવિ ભક્તિથી નીચે ગણે છે, સર્વના ફલરૂપ ભક્તિને ગણે છે, એ સર્વ વિનાનો પણ ભક્તજન ચાંડાલ હોય તો તે શ્રેષ્ઠ છે એવું કહે છે, અને ભક્તિને માટે સ્વધર્મનો ત્યાગ કરવાનો પ્રસંગ આવે તો તેવા ત્યાગથી અકલ્યાણ નથી એમ કહે છે: ર. વ. ૫૬ ૪૮. એ ભક્તિના બે પ્રકાર છે. નિયન્તાનું સ્વરૂપ સુજ્ઞાત કરી તેના દાસ્યભાવથી ભક્તિ કરવી એ એક પ્રકાર, અને તેને માટે જ્ઞાન, ધર્મ, વગેરે સાધનો આવશ્યક છે, અને એ ભક્તિનો માર્ગ તે મર્યાદામાર્ગ છે: શુ. સિ. પ્ર. ૭૪. જ્યાં આમાંનાં કાંઈ પણ સાધન વિના કેવલ પોતાના સ્વરૂપના બળથી ઈશ્વિર ભક્તિસાધ્ય છે તે ભક્તિમાર્ગ પુષ્ટિમાર્ગ છે, અને એ સ્વરૂપબળ તે જ પ્રેમબળ છે: ઈશ્વિરનો ભક્ત ઉપર પ્રેમ અને ભક્તનો ઈશ્વિર ઉપર પ્રેમ એ ઉભય સ્વરૂપના પ્રેમબળથી જે ઈશ્વિરસંયોગ થાય છે તે પુષ્ટિમાર્ગની મુક્તિ છે. આ વિષયનું કવિ દયારામ વારંવાર ચર્વિતચર્વણ કરે છે. એના હૃદયમાં ઉભય પ્રકારની ભક્તિ સ્ફુરે છે. એનાં પદો એની દાસ્યભાવની ભક્તિથી ભરેલાં છે તેમાં અનેક પ્રકારની યુક્તિઓથી નિયન્તાનું સ્વરૂપ ઓળખવાના સ્પષ્ટ પ્રયત્ન છે, અને એવા પ્રયત્નોથી જે ઈશ્વિરસ્વરૂપનું ભાન થાય છે તે ભાન તે જ સંપ્રદાયોક્ત જ્ઞાન છે. જ્ઞાન, ધર્મ, આદિથી ભક્તિ વધારે છે અને એ ભક્તિ સાધ્ય કરવા જેવી છે એ

પણ આ જ્ઞાન છે, અને વેદાન્તનું જ્ઞાન તે તો અસત્ય છે એવો સંપ્રદાય મત છે. રસિકવલ્લભના એક મોટા ભાગમાં વેદાન્તનું ઉપરાઉપરી ખંડન કરેલું છે, અને તેમાં તેમ બીજાં સ્થાનોમાં કવિ યોગાભ્યાસની મશ્કરીઓ કરે છે તો સંપ્રદાયમત પ્રમાણેના જ્ઞાનને પણ ભક્તિ આગળ ઉતારી પાડવા ચૂકતા નથી અને એ જ્ઞાનથી થનારી અનેક પ્રકારની મુક્તિને પણ ગાળો દઈ ભક્તિને અને ભક્તિના આત્મારૂપ પ્રેમને પૂજે છે.

"લહેવું કઠણ સહુ રીતથી, જ્ઞાનમાં વિઘ્ન અપાર,
એ ઘુણાક્ષર ન્યાયે સફળ કોકને કોઈએક વાર.
તે લાભ પણ વળી તુચ્છ જોતાં, **મુક્તિ મૃત્યુ સમાન,**
જે અસુર અરિભાવે મળ્યા, સમ દર્યું વૈર ને જ્ઞાન.
એ **તત્ત્વદૃષ્ટિપણું** તુચ્છ લાગે પ્રેમરસ પીનાર.

* *

ઢોકળાં સરખી મુક્તિથી જનપ્રેત થાય પ્રસન્ન,
જે ભક્તિ–ઘેબર ભોગિયા, તેનું ન માને મન."

૨. વ. ૫૬ ૫૩.

જે જ્ઞાનને સાધતાં વિઘ્નો છે, જે જ્ઞાનથી મળવાની મુક્તિ પણ આવી ક્ષુદ્ર છે, તે જ્ઞાન જાતે પણ દીવાની પેઠે પવનથી હોલાઈ જાય એવું નિર્બળ છે, અને ભક્તિની જ્યોત્સ્ના તો સ્વયંપ્રકાશ રત્નપ્રદીપની* પેઠે કદી હોલાય નહીં એવી છે:

"ભક્તિ મણિ ને દીપક જ્ઞાન જી
અભય સભય આ કાર્ય માન જી"

૨. વ. ૫૬ ૫૫; ૨.

ભક્તિ આગળ યોગને પણ કવિ નિર્માલ્ય ગણે છે.

"અજપા જપો, અનહદ સુણો, પોપલાં સઘળાં વ્યર્થ,
જન દયાપ્રીતમ કૃષ્ણભક્તિ વિના ન સરે અર્થ."

૨. વ. ૫૬ ૫૪; ૮.

---

* રત્નપ્રદીપની આવી કલ્પના મેઘદૂતમાં પણ છે,

अर्चिस्तुङ्गानभिमुखमपि प्राप्य रत्नप्रदीपान् ।
ह्रीमूढानां भवति विफलप्रेरणाचूर्णमुष्टिः ॥

૩૮. શાસ્ત્રવિહિત કર્મમાર્ગ પણ નકામો છે અને પ્રભુના નામનું માત્ર સ્મરણ થાય તો તે પાપને ધોઈ નાખે છે; ૨. વ. ૫૬ ૫૯,૭૦ અને ૭૧. પ્રભુના કેવળ નામસ્મરણથી અનેક પાપો જાય છે એ ભાવના આ યુગમાં એકદમ સમજાય એમ નથી. જેનું આજ નામસ્મરણ થાય તેનો કાલ લાલ રંગ લાગે તો એ રંગ લાગવાથી પાપ નષ્ટ થાય છે માટે જ નામસ્મરણ આવા ફળનું સાધન છે. જેમ કોઈ સ્ત્રીને જોવાથી કામીજનને તેનો રંગ લાગે છે તેવી જ રીતે પ્રભુના નામસ્મરણથી કોઈ સુપાત્ર જનને મોડો વહેલો કે તરત પ્રભુનો રંગ લાગે છે. આથી જ આ રંગ લાગે તે જ સાધન છે અને અન્ય સાધન ક્ષુદ્ર છે. જપતપ આદિ ચિત્તશુદ્ધિનાં કર્મરૂપસાધન જ્યાં સુધી સાધક પ્રભુથી વિમુખ હોય છે એટલે કેવળ સંસારના રંગવાળો હોય છે ત્યાંસુધી તેને ફળતાં નથી, અને સંસારના રંગથી પૂરેપૂરો મુક્ત થઈ શકેલો ન હોય અને તેટલે અંશે માયાના આવરણને વશ રહી દોષ કરી બેસતો હોય તેવા પુરુષને કાંઈ પણ સાધન ન હોય પણ પ્રભુના પ્રેમનો રંગ થોડોઘણો પણ લાગેલો હોય તો તે રંગને બળે માયાના આવરણને ક્ષીણ કરી શકે છે અને દોષથી તેમ તજ્જન્ય પાપથી મુક્ત થાય છે. આ જ અભિપ્રાયને ઉદ્દેશી કવિ ઉદ્ગાર કરે છે કે

"તેવા હરિસન્મુખના દોષ, સાધન વિમુખ તણાં,
જેમ નિષ્ફળ મૃગજળ, તદ્દત થોડાં અથવા ઘણાં.

*

રાગાદિક તસ્કર નહીં તેને, કારાગ્રહ ન ભુવને રે.
મોહબેડી ત્યાં લગી તેને, જ્યાં લગી નહીં હરિનો જન."

૪ બૃ. કા. દો. ૮૩૯–૪૦

૩૯. સત્સંગથી આ રંગ લાગે છે અને રંગથી પોતે પાપીજનને પણ વશ થાય છે એવો ઉચ્ચાર કવિ હરિમુખમાં મૂકે છે.

"રીઝાઉં નહીં વેદાધ્યયન આદિ વિના સત્સંગ,
વણ ધર્મસાધન થાઉં વશ હું જો સુસંગે રંગ.

*

સ્ત્રી વૈશ્ય શૂદ્ર ને અંત્યજ જાતિ રજ-પ્રકૃતિ સપાપ,
તે તે સૌ મુજ પામિયા કેવળ સુસંગ પ્રતાપ."

૨. વ. ૫૬, ૭૦.

હરિએ જન્મ આપ્યો. જન્મ સફળ કરવાની સેનાનું નાયકપણું આપ્યું, પણ જ્યાં મનાજી સુબેદાર જ દુશ્મનને જઈને મળ્યો અને બધી સેના ફરી ગઈ ત્યાં એ સુબેદાર ઉપર હરિ એ અક્ષરની આજ્ઞા મોકલે તો જ સેનાપતિ જીતે માટે એ આજ્ઞા માગતાં કવિ કહે છે કે

" સુનીએ જુ હરિ હજરત કે બંદેકી અરજ હૈં;
બેદિલ હુઈ સબ સાહી, સાહેબકી ક્યા મરજી હૈં !
જિસ કામકુ ભેજાથા સો કુછ ભી ન કિયા,
મૈં ક્યા કરું અકેલા ! કિસીને ન તન દિયા.
મનાજી સુબેદાર સો દુશ્મનકુ જા મિલા,
ઉમરાવ દસો થે સો ઉસકી સંગતે ચલા.
માના નહીં કિસીને એક હુકમ હમારા,
દગાબાજ હુઈ ફોજ, કિયા કામ નકારા."

*

દો ખતકા ખક લિખકે મનાજી ફિરાવના,
નહીં તો હજુરકદમ દયાકું બુલાવના.

દ. કા. સં. ૬૫૪. પદ ૩૭.

સંસારમાં જન્મસિદ્ધિ કરવા હરિ હજુર પાસેથી આ બે અક્ષરનો રૂક્કો દયાને જોઈએ છે અને એ રૂક્કા ઉપર હરિનું નામ હોય તો આ કલિયુગમાં બસ છે.

" ગોવિંદ નામકો આધાર, સાધન ઓર નહીં કામ કલીમેં !
રનતે બેડો પાર ! "

*

" તૃષા હોય પીએ યહ અમૃત તજી આલસ હંકાર;
યહ અવસર નહીં બહુર મિલેગો ખરચત લાખ હજાર."

*

" દયાપ્રીતમ કરુના જિનકે પર, તિનકો લાગે તાર! ગોવિંદ."
(દ. કા. સં. ૬૫૪-૫ પદ ૩૮)

માત્ર ગોવિંદ નામમાં જેને રસ હોય છે તેને તે આમ સાધનરૂપ થઈ જાય છે અને તેનો "તાર" લાગે છે, તો પછી સાધનવિનાની આહીર જાતિની પણ અત્યંત પ્રેમબળવાળી ગોપીઓ જીતી જાય

તેમાં નવાઈ શી ? તેમણે તો મથુરાના ખીરપેંડા જેવો પ્રેમપેંડો ચાખેલો છે. એટલે પ્રભુ જાતે તેમને રાસ રમાડે છે.

"ખીર પેડો પ્રેમકો નોખો કહાવે જ્યાકો ભેદહુ ભેદ ન પાવે,
ખીર૦

*

અજીત સ્વતંત્ર અચ્યુત બ્રહ્મચારી નિગમ નેતિ નેતિ ગાવે,
સબ સાધનતેં રહિત જ્યું અબલા સો થેઈ થેઈ નાચ નચાવે !

*

કોટિ પ્રયત્ન કરો હ્યાપ્રીતમ નેહ બિના બસ ન આવે."
દ. કા. સં. ૬૧૮-૯ પદ ૬૧.

૪૦. સાધનહીન અબલાઓના પ્રેમને વશ થઈ જાતે અચ્યુત સ્વતંત્ર બ્રહ્મચારી પ્રભુ તેમના પ્રેમનું પોષણ કરી તેમને થેઈ થેઈ નાચ નચાવે છે અને પ્રેમવિના કોઈને વશ થતો નથી. તે પ્રેમ એ જ ભક્તિનો આત્મા છે અને નામસ્મરણાદિક સર્વ પ્રકારની ભક્તિમાં એ પ્રેમનાં ઝાંખાં પણ કિરણ હોય તો સફળ સાધન થઈ પડે છે અને તે આગળ સર્વ અન્ય સાધન નકામાં છે. એવા પ્રેમસાધનથી જે જીવ હરિસન્મુખ થયો નથી તેના સાધન નકામા છે અને પ્રેમસાધનથી જે હરિસન્મુખ થયો છે તેના "મનાજી સુબેદાર" ને ફેરવવાને હરિના નામરૂપી રૂક્કો તૈયાર છે તો માત્ર નામસ્મરણની ભૂમિકાથી પણ ઉપરનાં સર્વ પગથિયાં ચડી ગયેલી અને પ્રેમભક્તિની સીમાએ પહોંચેલી ગોપિકાઓના "મનાજી સુબેદાર" ને માટે હરિએ કેવી વ્યવસ્થા કરી હોવી જોઈએ તે વિશે કવિનો ભાવાર્થ ન સમજાય એવો નથી. અક્ષરબ્રહ્મરૂપ સદન જેવા મધ્યબિન્દુમાં નિત્ય કૃષ્ણ રહે છે ત્યાં તેનો અને સુંદરીગ્રામનો પ્રેમભક્તિનો રાસ નિત્ય મચી રહે છે. તે મધ્યબિન્દુ બહારના એ સદનરૂપ અક્ષરબ્રહ્મની ભક્તિમાં પણ "મનાજી સુબેદાર" ઉપર અને તેના દશ ઉમરાવો ઉપર આટલો અંકુશ કવિ યાચે છે. તે સદનના મધ્યબિન્દુમાંના વિલાસકાળે તો એ સુબેદાર અને ઉમરાવોને માટે કાંઈ પણ અવકાશ કવિની ભાવનામાં હોવો સંભવે જ નહી એ સ્પષ્ટ લાગે છે. રસોદ્બોધકશક્તિના સુગન્ધરૂપ સૂક્ષ્મનિત્યતુલસીથી જેની દુર્વાસનાઓ નષ્ટ થઈ ન હોય અને એ જ શક્તિના સ્વેદરૂપ સૂક્ષ્મનિત્યયમુનામાં સ્નાન કર્યાથી "पापोऽहं पाप

कर्माहम्" આદિ વાકયો વડે જે જીવોનો પ્રથમ સ્વભાવ બદલાયો ન હોય તેવાઓને એ યમુના પાસેની અને એ તુલસીથી ઘટ થયેલા વૃન્દાવનમાંની સૂક્ષ્મનિત્યકુંજગલીઓમાં રાસ જોવાનો કે રમવાનો અવકાશ કવિની ભાવનામાં હોય એવો અર્થ કવિના કોઈ ઉદ્ગારોને આપવા પહેલાં કંઈ નહી તો કવિનો ન્યાય શુદ્ધ કરવાને માટે આપણે કંઈક આંચકા ખાવા ઘટે છે.

૪૧. ભક્તિના સંપ્રદાયમાં નવ પ્રકાર કહેલા છે અને નવધા ભક્તિને શિરઃસ્થાને પરાભક્તિ મૂકી છે. આ દશ પ્રકારનું વિવેચન અન્યત્ર કરીશું. તરતમાં એટલું જાણવું બસ છે કે આ ભક્તિની નિસરણીનું તીચામાં નીચું પગથિયું દાસ્યભાવનું છે અને ક્રમે ક્રમે દાસભક્તનો પ્રેમ વધતો જાય છે તેમ તેમ પગથિયાં ચડતો જાય છે અને પ્રભુના પ્રેમને આકર્ષતો જાય છે, અને એ આકર્ષણ સંપૂર્ણ થતાં છેક ઉપરને પગથિયે શ્રીકૃષ્ણ અને ભક્ત એકતા પામી વિહાર કરે છે. આ પ્રમાણે ભક્તનો પ્રેમ એ જ સંપ્રદાયનું સાધન છે અને એ જ ભક્તિનો આત્મા તેમ જ સ્વરૂપ છે. પરંતુ જેમ સૂર્યના પ્રકાશને રાત્રિસમયે તેમ વાદળાંને સમયે આવરણ હોય છે અને દીવાના પ્રકાશને પવન વગેરે વિક્ષેપ હોય છે તેમ ભક્તના જીવને પણ આવરણ અને વિક્ષેપ હોય છે. ભક્તિનાં નીચલાં પગથિયાં ઉપર ચડનારને એ આવરણ અને વિક્ષેપ નડે છે અને ઉપરનાં પગથિયાં ઉપર પહોંચ્યા પછી તે પ્રેમરસના શુદ્ધ પ્રકાશને અનુભવે છે એવી કવિની ભાવનાને સમજવાનો આપણે પ્રયત્ન કરીશું.

### ૭. આવરણદોષ

૪૨. કામ અને દામ આદિ દોષને વિષયે ઉપર પ્રમાણે પોતાનાં વચન કહેલાં છે. એ દોષ જાતે વિક્ષેપરૂપ થાય છે. શુ. સિ. પ્ર. ૭૫. એ સર્વ દોષને ગુણરૂપ ન ગણી, દોષરૂપ જાણી લઈ, તેના ઉપર અરુચિ થાય અને અમુક વસ્તુ ખાવાની ન ગમે તેમ વિષયના ભોગ ઉપર અણગમો થાય ત્યારે તે અણગમાવાળા મનની સ્થિતિનું નામ વૈરાગ્ય કહે છે. જ્યાં વૈરાગ્ય નથી હોતું ત્યાં મોહ હોય છે અને મોહ એ જ્ઞાનમાર્ગમાં અને યોગમાં, તેમ ભક્તિમાર્ગમાં પણ મોટું આવરણ ગણાય છે, અને દયારામ તેને વિષયે શું કહે છે તે હવે જોઈશું.

૪૩. જે સત્સંગ ભક્તિને રંગે ચડાવે છે તે સત્સંગ તુંબિકા પેઠે તારે છે. પણ સવિકાર ઉરવાળાને સત્સંગ ફળતો નથી તેમ એવા ઉરવાળાનો સંગ પણ તારી શકતો નથી; કારણ આવા દૃષ્ટાંતોમાંના સંગ તે લીલી તુંબિકા જેવા છે.

" તરે તુંબિકા, આશ્રિત તારેજી, અનુભવ સહુને શાસ્ત્ર પોકારેજી
પણ જો ઉર હોય રહિત વિકારજી; તરે ન તારે ન લીલી લગારજી.
લીલી ન તારે તુંબી ત્યમ ન ફળે સમલ જનસંગ,
ફરી તેનું તેજ કરે સુકાર્ય વિકાર થાતાં ભંગ.

*

ઉરગ્રન્થિઓ તે માયા ત્યમ સત્સંગ ન ફળે નૃશંસ.

*

જિજ્ઞાસુ ઉપદેષ્ટા ઉભય હોય ઉચિત ટળે ભવરોગ,
જવ દયાપ્રીતમ કૃષ્ણકરુણા, તવ મળે એવો યોગ."

ર. વ. પદ ૭૩.

આ વિષયને વધારે ચર્ચતાં "મનમતિસંવાદ" (૪ બૃ. કા. દો. ૭૭૮-૭૮૨)માં કવિ કહે છે કે

" જેવી સંગત મન કરે તેવું તે થઈ જાય;
વિષયી જનનો સંગ તો મન બગડયાનું ઠામ,
સુસંગથી મન શુચિ રહે, ભજન ગમે ઘનસ્યામ "

મ. મ. સં. ૧૧.

વળી **बद्धो हि को ?–यो विषयानुरागी**, એ મણિરત્નમાળાના વાકયવત્ કહે છે કે

" વિષયી મન પરવશ અતિ, સદા કર્યું નહીં ભાન,
માટે મહા અપરાધ એ, ભાવે નહીં ભગવાન."

મ. મ. સં. ૨૩.

વિકારરહિત વિરક્ત મન થઈ જતાં જાતેજ જ્ઞાનનો ઉદય થાય છે, એ વેદાન્તવાકયવત્ ભક્તિનો ઉદય થવામાં કારણકાર્યસંબંધ કવિ દર્શાવે છે કે

" અનાયાસ મન વશ રહે, પ્રપંચ પ્રીતિ જાય;
પ્રેમલક્ષણા ભક્તિ દૃઢ સદ્ય શ્રીહરિની થાય."

મ. મ. સં. ૩૧

અવિરક્તની મનસા માર ખાતાં પણ કુટેવને છોડતી નથી.

"ક્ષુધિત શ્વાનની પેરે મનસા ફરે રઝળતી;
એઠો કટકો કહીં મળે, ખાય કહીં કહીં માર,
તદપિ ટેવ તજે નહીં, ના માને ધિક્કાર."

મ. મ. સં. ૬.

મનનો આવો સ્વભાવ છે. તેને વશ કરતાં આકુળવ્યાકુળ થવું પડે છે, પણ તે સૌ કરીને પણ તેને વશ કરવાનો પુરુષપ્રયત્ન આવશ્યક છે.

"વિકળ થાય તો થાવા દે, હરિ ભજ રાખી ધીર;
વિના ચડાવ્યે કામઠી ક્યમ કરી વાગે તીર ?"

મ. મ. સં. ૯.

એ પુરુષપ્રયત્ન કરતાં કરતાં હરિભજન કર્યાં કરજે જેથી એ તીર આખરે લક્ષ્યસ્થાને વાગશે; કારણ જ્યાં ધૈર્યસહિત હરિ ભજાય છે ત્યાંથી મોડીવહેલી વિષયસત્તા નષ્ટ થાય છે. જેમકે

"સિંહ વસે જે વનમાં ત્યાં ક્યમ વસે શિયાળ ?"

મ. મ. સં. ૨૧.

"મનાજી સુબેદાર" ને વશ કરવાને આમ હરિનો "રૂક્કો" લઈ જવું, અને પુરુષપ્રયત્નથી તેને વશ કરવાનું મહાભારત કામ અવશ્ય સાધવું. ભક્તિના માર્ગમાં અંતરાય થયેલા એક મહાઆવરણને આમ ભક્તિથી જ ભેદવાનું છે.

૪૪. મનુષ્યના જીવન ઉપર એક આવરણ આવા મોહનું બંધાયું છે તો બીજું આવરણ દુઃખનું બંધાયું છે. મોહનું આવરણ મનુષ્યને વિષયોના બંધનમાં બાંધી લે છે અને શત્રુ જેવા એ બન્ધ ઉપર તેની પ્રીતિ કરાવે છે, તો દુઃખનું આવરણ મનુષ્યને વૃથા ભયના અને ત્રાસના બન્ધનમાં નાંખે છે અને તે બન્ધનને એ મનુષ્ય શત્રુરૂપ ગણે છે ત્યારે ભક્તને માટે તો દુઃખ મિત્રનું જ કામ કરે છે. એટલી શ્રદ્ધાથી તે આવરણ ભેદાય છે ને તેને સ્થાને પ્રકાશ થઈ જાય છે.

આ પ્રકાશ કેવી રીતે થાય છે ?

૪૫. આપણામાં આરબ્ધાદિક ત્રિવિધ કર્મ અને તેના પરિપાકરૂપ સુખદુઃખમય અને પુણ્યપાપમય જન્મપરંપરાનો સંસાર માનેલો છે. પાશ્ચાત્ય દેશમાં પૂર્વજન્મ નથી મનાતો અને પાશ્ચાત્ય ધર્મી મનુષ્યના

જીવનને આ જીવનનાં સુખદુઃખોથી ઘડાતું માને છે અને એવા ઘડાતા જીવનને Life of Discipline નું વિશેષણ અપાય છે. સંપ્રદાયના કવિ બીજા જીવોને માટે ત્રિવિધ કર્મના પરિપાકરૂપ જન્મપરંપરાના સંસારને માને છે અને ભક્તિશુદ્ધ જીવોને માટે પાશ્ચાત્ય ધર્મોના જેવી શ્રદ્ધાથી એ જીવોનાં જીવનને દુઃખથી ઘડાતાં માને છે એટલું જ નહીં પણ એ દુઃખોને ઈશ્વરની કૃપારૂપ માને છે.

૪૬. પ્રભુની કૃપાના પાત્ર થયેલા ભક્તોને પ્રારબ્ધ સંચિતાદિ કર્મ નડતાં નથી, પણ તેમને પોતાના ગણી તેમનું કલ્યાણ કરવાને જ પ્રભુ તેમને દુઃખ આપે છે એ સંબંધે કવિ હરિમુખમાં વાક્યો મૂકે છે કે

"શ્રીમુખ બોલ્યા શ્રીહરિ, હોય જેને અતિશે અનુગ્રહ મારો રે,
જેને અહીં સ્વપ્ને પણ સુખ નહીં, મૂળથી એ મારો ધારો રે.
મહાવ્યાધિ તેનું તન પીડે પરદેશે ભટકાવું રે,
સુહૃદબન્ધુવિક્ષેપ કરાવું, વિનતી ન મનમાં લાવું રે."

૪ બૃ. કા. દો. ૮૩૭ પદ. ૬૨.

એ કષ્ટ તો પ્રભુની પ્રાપ્તિ માટે આવશ્યક જ છે.

"મહાકષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોને મળ્યા ?
ચારે યુગના જુઓ સાધુ શોધી !
વહાલ વૈષ્ણવ વિષે વિરલાને હોય બહુ;
પીડનારા જ ભક્તિવિરોધી."

*

"જગત જનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું,
પાપવણ તાપ, જેને જગત વન્દે.
સંચિત, ક્રિયમાણ, પ્રારબ્ધ જેને નથી
તેને ત્રણ તાપ આવી નડે છે.
અકલ ગત ઈશહેતુ ન સમજ્યું પડે,
પ્રબળ ઇચ્છા સહુ તે પડે છે.
છે કથન માત્ર એ પુણ્ય ને પાપ બે,
નચાવ્યું નંદકુંવરનું જગત નાચે,
દયાપ્રીતમરુચિ વિના પત્ર હાલે નહીં,
પણ ન લાગે ભ્રમણ મન કાચે."

૪ બૃ. કા. દો. ૮૩૩-૩ પદ. ૫૮.

૪૭. રાવણનાં પાપકર્મ તે પણ ભક્ત જયવિજયને પાછું વૈકુંઠ-પામવાનો માર્ગ હતો અને સીતાનાં દુઃખ તે પણ તે જ માર્ગ હતો. એવી વાતોને ઉદ્દેશીને પુણ્યપાપને "કથનમાત્ર" કવિએ ગણેલાં સમજાય છે. આ ન્યાયે ભક્તોનાં પુણ્યપાપ પણ હરિની ઇચ્છાને જ વશ છે તેમ દુઃખ પણ તેની ઇચ્છાને જ વશ છે; પણ માત્ર કાયા મનના માનવીને એ અકળ કળામાં શ્રદ્ધા નથી બેસતી. બાકી સત્ય શ્રદ્ધાથી જોનારને તો કવિ ઉપલા જ પદમાં કહે છે કે "પ્રથમ પીડા, પછી સુખની વૃષ્ટિ." એ જ પ્રભુએ ભક્તોને માટે સૃષ્ટિ રચેલી છે એમ શ્રદ્ધા રાખી, પ્રભુ આપે તે બડબડયા વગર, તેનો પ્રસાદ ગણી, સ્વીકારવું; કારણ એક પાસથી આ વાતોમા પ્રભુ ભક્તની વિનતિ મનમાં આણતા નથી (જુઓ ઉપરનો ઉતારો પદ ૬૨ માંથી,) તો બીજી પાસથી કવિ કહે છે કે

"વિનતી વિના નિજ જનના રક્ષક સદા છે વ્રજરાય રે,

*

પોતાની મેળે જ ભકતની ભીડ ભાંગવા જાય રે.
વિજ્ઞપ્તિની વાટ જુએ નહીં ભક્ત ભલું કરે મનથી રે,
**સચેત પક્ષ્મ જેમ અચેત લોચન, તેમ હરિ સાવધ મનથી રે.**
સહુ કરવા સમરથ શ્રીજી પણ નિજજન અહિત ન થાય રે,
જન અજ્ઞાન ન હારદ સમજે, માટે અવગુણ ગાય રે.

*

જેમ બને તેમ સમરો શ્રીજી, દયા દોષ ના ધરશો રે,
રાધાવર સહુ રૂડું કરશે, સહજ **શરણથી** તરશો રે."

૪ બૃ. કા. દો. ૮૩૩-૪. પદ ૫૯.

૪૮. અચેતન આંખનાં પોપચાં અને પાંપણોમાં ચેતન હોય અને આંખનુ રક્ષણ કરવાનો પ્રસંગ સમજીને જ આંખ ભણી કોઈની ઝાપટ આવતાં ઝટ મીંચાઈ જાય છે ને આંખને બચાવી લે છે એવી જ રીતે ભક્તને બચાવી લેવાનો પ્રભુનો સ્વભાવ છે. આથી પોતાની ન્યૂન બુદ્ધિમાં જે સારુંખોટું લાગે તે પ્રમાણે પ્રભુ પાસે ન માગતાં ભક્તજને એ પ્રભુની બુદ્ધિમાં અને સ્વભાવમાં શ્રદ્ધા રાખી તે કરવા દેવામાં જ કલ્યાણ છે, અને તે કરે તે તેના પ્રસાદ ગણી, સ્વીકારવું તે જ "સહજ શરણ" છે. જે ભક્તનો સ્વભાવ તેને

પ્રભુના શરણમાર્ગમાં આમ સહજ સ્વભાવથી દોરે છે તેનું પ્રભુ-કલ્યાણ કરે છે. દુઃખનું આવરણ ભક્તને માથે પ્રભુ નાખે છે તે આવરણ નીચેના અંધકારમાં પડેલા હૃદયનો સ્વભાવ જ્યારે આવા સહજ શરણની વૃત્તિમય થાય છે ત્યારે તે સ્વભાવને બદલે આવરણ ભેદાય છે અને સાંસારિક સુખને ઠેકાણે શ્રેયપ્રકાશને એ સ્વભાવ અનુભવે છે. અંગ્રેજી Resignation to God નો અર્થ પણ કંઈક આના જેવો જ છે

૪૯. આ પ્રમાણે સર્વ જીવોને શિરે મોહ અને દુઃખનાં આવરણ બંધાય છે, તેમાંથી ભક્ત જીવો મોહના આવરણને પરાક્રમથી દૂર કરે છે અને દુઃખના આવરણમાં પ્રભુને શરણ થઈ દૂર કરે છે. અને એ બે ક્રિયાથી મોહને સ્થાને વૈરાગ્ય અને દુઃખને સ્થાને કલ્યાણ પ્રકટ થતાં ભક્તજીવ પ્રેમપ્રકાશનો અધિકારી થાય છે અને તે પછી તો તેને વિક્ષેપ નડે નહીં એટલું જ માત્ર બાકી રહે છે.

## ૮ વિક્ષેપદોષ.

૫૦. યોગશાસ્ત્રમાં જે જે પદાર્થ મનને ચંચળ કરી યોગાભ્યાસમાં અંતરાયરૂપ થાય અર્થાત્ ઇષ્ટવસ્તુના ધ્યાનમાં મન ગ્રસ્ત થાય ત્યારે તેને આમતેમ ભમાવે તેવા પદાર્થોને વિક્ષેપરૂપ ગણ્યા છે. વેદાન્તમાં અજ્ઞાનનું આવરણ દૂર થવા છતાં ફરી ફરી તે આવરણ ભણી મનને વાળનાર, ખેંચનાર પદાર્થોમાં વિક્ષેપશક્તિ ગણી છે. સર્વ ભક્તિમાર્ગોમાં આવા વિક્ષેપોના ઉપરાંત ઇષ્ટ દેવને છોડી અન્ય દેવો ઉપર અને અન્ય ધર્મો ઉપર દૃષ્ટિ સરખી થાય તો તેથી ઇષ્ટ દેવ ભણીથી મન વિક્ષિપ્ત થાય એવું ગણી, એ વિક્ષેપોનો પ્રતીકાર કરવા માટે અન્ય દેવોની ગમે તો નિન્દા કરવામાં આવે છે અને ગમે તો તેમને ઉતારી પાડવામાં આવે છે અને અન્ય ધર્મોને તો નિન્દવામાં જ આવે છે. સુજ્ઞ અધિકારીઓ આવા પ્રાસંગિક બોધને અર્થવાદ ગણી અન્ય ધર્મોની અને અન્ય દેવોની નિન્દા કરતા અટકે છે અને પોતાના ધર્મ ઉપર અને દેવ ઉપર પોતાની વૃત્તિ અવિક્ષિપ્ત અને સ્થિર કરાવવાની ઇચ્છા વિના પોતાના ઉપદેશકોનો બીજો હેતુ એમના અર્થવાદમાં નથી એવું સમજી તેટલો હેતુ પાર પાડવા ઉપરાંત બીજી પ્રવૃત્તિમાં પડતા નથી. **स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः** '. એ ગીતાવાક્ય આ જ હેતુને ઉદ્દેશે છે. પરધર્મ ભણી

બુદ્ધિને દોડાવનારનું મન વિક્ષેપ પામે છે માટે જ એ ભયંકર છે, અને સ્વધર્મ ભણી વૃત્તિ સ્થિર કરવાથી કલ્યાણ છે માટે એવી સ્થિરતા પ્રાપ્ત થતાં સુધી **देहं पातयामि वा अर्थं साधयामि** એવો વિધિ અને નિશ્ચય પાળીને વૃત્તિ સ્થિર રાખવી, એવો ઉક્ત ઉપદેશને ઉદ્દેશ છે.

૫૧. આ દેશબહારના ધર્મોમાં પ્રાયશઃ એવો આગ્રહ હોય છે કે પોતાના ધર્મનું રક્ષણ કરવું એટલું જ નહીં પણ ધર્મ બહારના મનુષ્યોમાં તે પ્રસારવો અને બીજા ધર્મોને ઉચ્છેદ કરવો. આવા આગ્રહને બળે પ્રજાઓમાં વિગ્રહ થયા છે અને સ્વધર્મને પ્રિય ગણનાર અનાથ વર્ગોને શિરે અનેકધા દુઃખ અને ત્રાસ પડેલાં છે એવું જગતના ઇતિહાસમાં સુવિદિત છે. આપણા લોકના ધર્મપ્રવર્તકો આ અનિષ્ટ પરિણામના નિમિત્ત થયા નથી તેનું કારણ એ કે વાદવિવાદથી લોકસંઘની બુદ્ધિઓ ઉપર અસર કરવા ઉપરાંત વિશેષ આગ્રહ ન ધરતાં સ્વમાર્ગી પ્રજાને સ્વધર્મનું રક્ષણ કરતાં શીખવવામાં આગ્રહી રહેલા છે. સ્વમતમંડન અને પરમતખંડનમાં આ દેશમાં આવી સ્વાભાવિક અને નિર્દોષ મર્યાદાઓ રહી છે. તેનું ઉલ્લંઘન કરનાર નહીં હોય એમ કહેવાનો પ્રસંગ નથી, પરંતુ આવાં ખંડન-મંડન પરમાર્ગીઓને ઉદ્દેશીને થાય તે માત્ર તેમની બુદ્ધિદ્વારા જ કરવાના ઉદ્દેશથી થાય છે, અને સ્વમાર્ગીઓને ઉદ્દેશીને થાય ત્યારે તેમની બુદ્ધિઓને તેમ વૃત્તિઓને ઉભયને સ્થિર કરવાના ઉદ્દેશથી થાય છે. '**स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः**' એ વાક્ય એકલા કોઈ અમુક માર્ગીઓને ઉદ્દેશીને કહેલું નથી પણ સર્વ માર્ગના અનુયાયીઓને સંબોધનરૂપે છે. તેમાં તો સર્વ વ્યક્તિઓએ પોતપોતાના માર્ગમાં પોતાની બુદ્ધિ અને વૃત્તિ સ્થિર રાખવાના યોગનો બોધ કરેલો સમજાય છે. "**यथा नदीनदाः सर्वे सागरे यान्ति संस्थितिम्। सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति**" ॥ એમ સર્વ દેવને થયેલા નમસ્કાર પોતાને જ પહોંચે છે એવા બોધના કરનાર કેશવના મુખમાં તો સર્વ ધર્મોનું રક્ષણ જ શોભે, અને "જે ધર્મ પાળતા હો તે પાળજો અને તેમ કરવામાં બુદ્ધિ અને વૃત્તિ છિન્નભિન્ન અને ડોલાયમાન ન કરતાં સ્થિર રાખજો, કારણ તેમ ન કરવામાં જ ભય છે," એવો જ ઉદ્દેશ ઉપરના ગીતાવાક્યમાં સમજવો યોગ્ય

છે. આપણે કાંઈ ગીતાના અર્થ કરવાનો અત્ર પ્રસંગ નથી પણ ઉપરનું પ્રકરણ સમજવાથી આપણા કવિનાં કંઈક મર્મસ્થાન સમજવાનો પ્રસંગ છે તેથી આટલું ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

૫૨. દયારામ કવિના સમયમાં અનેક માર્ગો અને કવિઓ એટલા બધા હતા કે સામાન્ય મનુષ્યનાં મન વિક્ષેપ ન પામે તો જ નવાઈ જેવું ગણાય, તે મેં અન્ય સ્થાને દિગ્દર્શનથી જણાવ્યું છે.[૧] વેદાન્તી અને યોગી કવિઓ, તેમ શૈવ શાક્ત વગેરે પંથના કવિઓ અને બોધકો વચ્ચે આ સમયનું ગુજરાત દોલાયમાન થાય છે, તેમાં ઊભેલો વૈષ્ણવકવિ દિદોલાને સ્થિર રાખવા પ્રયત્ન કરે તે જેવું સ્વાભાવિક છે તેવું જ એ પ્રયત્નદષ્ટિબિંદુ જોવું યોગ્ય છે.

૫૩. જગન્નિયન્તા ઈશ્વરનું સ્વરૂપ કવિ કેવા પ્રકારનું માનતા હતા તે આપણે જોયું છે અને અન્યમતોનું અને મુખ્ય કરીને વેદાંતનું ખંડન કરવા તેમણે રસિકવલ્લભમાં અનેકધા પ્રયત્ન કર્યો છે, અને તેનાં લગભગ સિત્તેર પાનાં તેમાં રોકાયાં છે. એક વાત સમજાય એવી છે કે વેદાન્તના સિદ્ધાન્તો સામાન્ય મનુષ્યોને માટે નથી પણ સમર્થ વિદ્વાનોને માટે છે અને સંપ્રદાયનો માર્ગ સામાન્ય જનસમૂહથી સમજાય એવો છે. બ્રહ્મવેત્તા થયા વિના અદ્વૈતસિદ્ધિ પામવી અશક્ય છે પણ પ્રેમભક્તિનો અનુભવ સાધનહીન સ્ત્રીઓ અને બાલકો પણ શક્તિઅનુસાર કરી શકે એમ છે. તેમના કાનમાં અદ્વૈતની અગમ્ય કથાઓ રેડ્યા કરે તો તેમનાથી તેનો અંશ પણ ન સમજાય અને ભક્તિમાર્ગના સરલ પણ દેખીતા વિરોધી સિદ્ધાન્તો ઉપર તેઓ શંકાશીલ થાય અને આ સત્ય કે આ સત્ય એ વિચાર કરવાની શક્તિને અભાવે તેમને કાંઈ પણ નિર્ણય ઉપર ન આવતાં, કેવલ વિક્ષિપ્ત અને અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ કરે એ વિના બીજું પરિણામ આવવાનું નહીં. દયારામ પોતે વેદાન્ત સમજવા જેટલા વિદ્વાન હતા કે નહીં તે સમજવાનું એવું સાધન નથી પણ તેમની બુદ્ધિ એવી હતી કે તેમણે ધાર્યું હોત તો તે પંથે પણ જોઈ શકત. પરંતુ અખોભક્ત કહે છે કે "જ્ઞાનીને કવિમાં ન ગણીશ" તેમ દયારામને

૧. શેઠ પુરૂષોત્તમ વિશ્રામની પુરૂષોત્તમસાહિત્યમાલા, અંક ૪ પરિશિષ્ટ ૨૭, ૨૮. એ શેઠને પત્ર લખ્યાથી એ પુસ્તક મળશે. મારૂં .

∴ Classical Poets of Gujarat PP, 61-63.

પૂછ્યું હોત તો ઉત્તર આપત કે "રસિકને જ્ઞાની ન ગણીશ." સંપ્રદાય માર્ગનું જ્ઞાન પણ જેને તત્ત્વનું "ટૂંપણું" અને "તુચ્છ" લાગે છે એવા આ પ્રેમભક્ત રસિકને વળી બીજા સંપ્રદાયનું જ્ઞાન જોવું ક્યાંથી ગમવાનું હતું? નરસિંહ મહેતો જ્યારે જ્ઞાની, ભક્ત અને કવિ ત્રણે પદને પાત્ર હોઈ "જ્યાં લગી આત્મતત્ત્વ ચિન્યું નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી" એવો જ્ઞાનોત્કર્ષ ગાય છે ત્યારે દયારામને જ્ઞાનમાત્રમાં ટૂંપણું લાગે છે અને ભક્તિ જેવા અચલ રત્નપ્રદીપને મૂકી પાન જેવા દીવા ઉપર આધાર રાખવામાં મૂર્ખતા જ લાગે છે. આવા રસિક કવિ વેદાન્તનું ખંડન કરવામાં વેદાન્તીઓને ગાળો દે, વેદાન્તનો પૂર્વપક્ષ કરનાર શિષ્યનું ટોળ કરી તેને બનાવે, અને મારી મચરડી માતા બાલકને સમજાવી ફોસલાવી ઘરબહાર નાસતું અટકાવી ઘરમાં આણે તેમ કવિ પોતાના શ્રોતાઓને અને વાચકોને વિક્ષેપની આગમાં ઝંપલાઈ પડતા અટકાવવાને જે પ્રયત્નો કરે તે સર્વ ચિત્ર આ પ્રેમાળ કવિના હૃદયને યોગ્ય જ છે.

૫૪. કવિ જ્યારે બુદ્ધિને વિક્ષેપમાંથી બચાવવા આવા પ્રયત્ન કરે છે ત્યારે પોતાના જેવા જ પ્રેમથી અન્ય દેવો ઉપર પ્રેમ રાખનાર વર્ગને માથે કવિ કાંઈક સમભાવ અને અનુકંપા રાખે છે અને તે વર્ગ ઉપર અને તેમના ઇષ્ટદેવો ઉપર હૃદયવેધક પ્રહાર કરતાં કંઈક જુદી જ કલા અજમાવે છે. એ વર્ગને કવિ કહે છે કે અમારા તમારા દેવ કાંઈ જુદા નથી. અમારા દેવ તમારા દેવમાં પણ છે માટે તમારા દેવને પણ હું નમસ્કાર કરીશ. બાકી તમારે અનુભવી જોવું હોય તો જો જો કે અમારા દેવમાં વધારે રસ પડે છે કે તમારામાં? જે દેવના જે અંશ હોય તે દેવ ઉપર તેને પ્રીતિ થાય છે માટે તમે બીજા દેવના અંશ હશો તો તમને તે ઉપર પ્રીતિ થશે અને અમે રસરૂપ દેવના અંશ છીએ તેને તે દેવ વિના બીજે સ્થાને સંતોષ મળે એમ નથી. સૌ પોતપોતાના ઇષ્ટ દેવને સેવે તે કાંઈ "બોધ"થી સેવતા નથી પણ પોતપોતાના અંશાંશીભાવના સ્વભાવથી પોતાના દેવને ઓળખી લે છે.

"જે અંશ જેના હોય તે તેને ભજે શ્રુતિ ખ્યાત.
જેનું તેને તે મળે તવ થાય ચિત્તનિરોધ;
જયમ દયાપ્રીતમ કૃષ્ણ સેવે ભગવદી વણબોધ.

ર. વ. ૫૬ ૨૩:૭, ૮.

"વરંછ કદા મહિષી નવ ધાવે છે, ધેનુ ધાવવા મહિષી ન આવે છે.
ગુણ અવગુણનું કર્યું ન કામ છે, ચિત તેનું ત્યાં જ વિરામે છે.
ભૂલું પડિયું બાલક રોય છે, મુખ અધમોત્તમ સહુનાં જોય છે,
તદપિ ન ભટકણ ભાગે મનની છે, સદા શાંતતા મળતાં જનની છે,
જ્યમ જનની મળતાં જંપ તત્ક્ષણ અવર રહે નહીં આશ.
પછી બોધ તેને ન કરવો, પામ્યા પૂર્ણ અભિલાષ."

૨. વ. પદ ૨૪

આ વિષયની સામાન્ય ચર્ચા સરસ્વતીચંદ્ર ભાગ ૪, પ્રકરણ ૧૪માં કરેલી છે.

૫૫. આવી રીતે જે દેવ ઉપર પોતાનો સ્વભાવ વળે તેને ઈષ્ટ ગણી તેની ભક્તિ કરતાં અન્ય દેવોનું અનુસંધાન કરવું તે વિક્ષેપરૂપ છે, માટે તેવો વિક્ષેપ ન પામતાં ઈષ્ટદેવનો જ સતત સન્ધિ કરવો તેને કવિ "ટેકની ભક્તિ," "અનન્યાશ્રય" વગેરે નામોથી ઓળખે છે.

"સઘળે સરખી પ્રીત ન સારી છે, ટેકની ભક્તિ પ્રભુ અતિ પ્યારી છે;
અળગા અન્યાશ્રિત ભગવંત છે, વ્યભિચારિણીથી પ્રેમ ન કંત છે.
પતિવ્રતા ઉત્તમ જે હોય છે, પતિ પુરુષોત્તમ ત્યાં ચિત્ત પ્રોય છે.
વણ સમજે અન્યાશ્રય જનમાં છે, તે પણ ખટકે હરિના મનમાં છે.
મન ખટકે જ્યમ રજ નેત્રમાં, વણ નીકળે નહીં ચેન,
ત્યમ અન્યાશ્રય વણ છોડવે, નહીં જંપ પંકજનેન."

૨. વ. પદ. ૨૨.

૫૬. આ છેલ્લી ત્રણ પંક્તિઓમાં અન્યાશ્રિત જનથી પ્રભુને જંપ વળતો નથી એ ઉદ્ગાર અને ખ્રિસ્તી ધર્મગ્રન્થોમાં ઈશ્વરમુખે "I am a jealous god" એવો ઉદ્ગાર કર્યો છે તે બે ઉદ્ગારો વચ્ચેના કંઈક અંશ મળતા છે, પણ પૂર્વપાશ્ચાત્ય ધર્મોમાં અન્ય દેવો પ્રતિની દૃષ્ટિમાં જે મોટો ફેર આપણે જોઈ ગયા છીએ તે તો ઉદ્ગારો વચ્ચે પણ છે.

૫૭. સંપ્રદાયમાં ઈશ્વરની અને ભક્તની પરસ્પર પ્રીતિની સતતતા કહેલી છે, પણ અન્યાશ્રયપ્રસંગે ભક્તની દૃષ્ટિ પ્રભુ ભણીથી વિક્ષિપ્ત થાય તેટલો સમય તેની ભક્તિની જ્વાલા હોલાય એટલે પ્રભુની પ્રીતિ તેના ભણી આકર્ષાવી જોઈએ તે કારણાભાવે આકર્ષાતી બંધ પડે છે, એટલો અર્થ આપણા કવિની ઉક્ત પંક્તિઓમાં સમાયેલો છે.

૫૮. બુદ્ધિનો વિક્ષેપ અટકાવવાને કવિ અન્ય મતોનું ખંડન કરે છે અને સ્વભાવનો અને પ્રીતિનો વિક્ષેપ અટકાવવાને અનન્યાશ્રયનો પંથ દર્શાવે છે. આવરણથી અને વિક્ષેપથી મુક્ત ભક્તજીવોની દૃષ્ટિ પ્રભુ સાથે કેવા પ્રેમપ્રકાશથી સંધાય છે તે હવે જોઈશું.

## ૯. નવધા ભક્તિ

૫૯. કેવલ સંપ્રદાયમાં નહીં પણ સંપ્રદાયના મૂલ આચાર્યના જન્મ પહેલાં નરસંહ મહેતાએ પણ ભક્તિના દસ પ્રકાર ગણેલા છે. તેમાં પ્રથમ નવ પ્રકાર નવધા ભક્તિને નામે ઓળખાય છે અને દસમો પ્રકાર પરાભક્તિને નામે ઓળખાય છે. આ દસ પ્રકારનાં નામ કવિ તેમની મહત્તાના ક્રમપ્રમાણે ગોઠવી ગણે છે તે :–૧ શ્રવણ, ૨ કીર્તન, ૩ સ્મરણ, ૪ પાદસેવન, ૫ અર્ચન, ૬ વંદન, ૭ દાસત્વ, ૮ સખ્ય, ૯ આત્મનિવેદન, અને ૧૦ પ્રેમભક્તિ જેને ઉપર પરાભક્તિ કહી છે. (૨. વ. પદ ૫૭). એમાંના નવ પ્રકાર સાધ્ય થતા સુધી આવરણ-વિક્ષેપનો ભય છે અને દસમા પ્રકારમાં કોઈ જાતનો ભય ન હોતાં કેવળ અભય છે. શ્રવણ એટલે હરિના નામનું શ્રવણ કર્યાં કરવું એ પ્રથમ પગથિયું એટલા માટે છે કે મનુષ્યમાત્રનાં મન સંકલ્પવિકલ્પાત્મક છે અને ઇન્દ્રિયોદ્વારા તેમ પોતાના ચર્વિતચર્વણથી એ મન સંવૃત થાય છે, તેને શ્રવણેન્દ્રિયદ્વારા હરિનામરૂપ પોષણ મળે તો તેના સંકલ્પવિકલ્પ હરિમય થવા લાગે. સંકલ્પવિકલ્પોનું સ્વરૂપ આમ બદલાતાં એ મનવાળો જીવ હરિકથાના ઉદ્ગાર કરવા માંડે છે એટલે હરિકીર્તન કરે છે અને ભક્તિને બીજે પગથિયે ચડે છે. એમ કરતાં કરતાં એ જીવનું મુખ ચાલતું ન હોય તો પણ મન હરિસ્મરણ કર્યાં કરે છે તે ત્રીજું પગથિયું. આ સર્વ શ્રવણ, કીર્તન અને સ્મરણ ભક્તિભાવે થાય કે ન થાય તો પણ ફલ આપે છે એવું કવિ કહે છે ને દૃષ્ટાંત બતાવે છે કે કંસે ભયથી, શિશુપાળે દ્વેષથી, કુબ્જાએ પ્રીતિભાવથી આ ત્રણ વાનાં આદર્યાં તે સર્વને શ્રીકૃષ્ણે સદ્ગતિ આપી (૨ વ. પદ ૬૦). આ વચન દેખીતું સમજાય એમ નથી તે માનસશાસ્ત્રની એક વાર્તાથી સમજાશે. એક પાશ્ચાત્ય પુરુષને કોઈ સ્વજાતીય સ્ત્રી ઉપર પ્રીતિ થઈ, પણ સ્ત્રીને તેના ઉપર પ્રીતિ ન હતી અને એ પુરુષે તેનો કેડો ન છોડતાં સ્ત્રીએ તેને આજ્ઞા કરી કે તારે મને મુખ દેખાડવું નહીં અને મને બોલાવવી નહીં. પુરુષે તે આજ્ઞા પાળવાની હા

કહી પણ એટલું માગી લીધું કે "નિત્ય પ્રાતઃકાળે તું નિદ્રાવશ હોય ને તારી દાસીઓ પ્રત્યક્ષ હોય તે પ્રસંગે હું તારા કાનમાં કોઈ ન સાંભળે એમ બે બોલ કહી જાઉં એટલી રજા આપ." આ પુરુષ ઉપર એને દયા આવતાં સ્ત્રીએ આટલી રજા આપી અને એ સ્ત્રી નિદ્રામાંથી જાગે તે પહેલાં એના કાનમાં પોતાનું નામ અને કાંઈક પ્રીતિનાં વચન કહી જવાનો એ પુરુષે અભ્યાસ રાખ્યો. કાળક્રમે તે સ્ત્રીને એ પુરુષનાં સ્વપ્ન આવવા લાગ્યાં, સ્વપ્નની વાતો એના મનમાં જાગતી અવસ્થામાં પણ ભરાવા લાગી અને એ સ્ત્રી પોતાને પ્રથમ ન ગમતા પુરુષ ઉપર પ્રીતિ રાખવા લાગી અને અંતે એને પરણી. અંગ્રેજી મનઃશાસ્ત્રીઓ આવા બનાવોને Laws of Association નામના નિયમોથી સાંકળી લે છે અને આપણા પ્રાચીન વિદ્વાનો એ નિયમોને સંસ્કારબળના નામથી સારી રીતે ઓળખે છે. "**मरणे या मतिः सा गतिः**" એ આપણાં શાસ્ત્રો તેમ દયારામ માને છે અને મરણવેળાના સંસ્કારોનું બળ મરનારને તે સંસ્કારના કારણભૂત સ્થાનમાં લાવે છે, અને તેથી જ વૈરભાવે પણ હરિસ્મરણમાં આસક્ત થયેલું મન મરનાર દેહમાંના જીવને ઉક્ત દૃષ્ટાંતની સ્ત્રીની પેઠે અણગમતા હરિમાં સદ્‌ગત કરે છે. ગતિઅગતિ માનવી કે ન માનવી એ મહાપ્રશ્નનો અત્ર પ્રસંગ નથી, પણ સદ્‌ગતિદુર્ગતિ સત્ય માનનાર કવિ કેવા કારણકાર્યભાવને આલેખીને ભક્તિનાં ઉક્ત ત્રણ પગથિયાંનું ઉક્ત ફળ માને છે તે સમજવું ઉપર પ્રમાણે સુગમ છે. "આસક્તિ રાખી શ્રવણ કર" (૨. ૧. પદ. ૫૭. ૩), "અણુમાત્ર અંતર ઊતરે" (૨ ૧. પદ. ૫૮; ૫) ઇત્યાદિ વાક્યોના ઉદ્‌ગાર કવિ આ સંબંધમાં કરે છે તે તેના મનમાં આવા સંસ્કારબળના નિયમનું ભાન કોઈ રીતે હોવાનું સૂચવે છે.

૬૦. કૃષ્ણના ચરણસેવનની ભાવનાનું કવિ વર્ણન કરે છે કે

"કૃષ્ણચરણમાં મન એકવાર જી, જેણે દીધું મધ્યે અવતાર જી.
તો સ્વપ્ને યમદૂત ન જોય જી, પ્રકટ પેખવા ક્યાંથી હોય જી?
સદા કરે ચિંતન પ્રભુ કેરું જી, તે જન દામોદરનું દહેરું જી.
સહ સદા શ્રીજીમાં મન જી, સકળ સફલ પૂર્ણ સાધન જી."

(૨. ૧. પદ. ૬૩.)

શ્રવણ, કીર્તન અને સ્મરણથી હરિસંસ્કારો મનમાં આવજાવ

કરવા લાગે ત્યાં મન કૃષ્ણચરણનું સેવન કરવા લાગે, અર્થાત્ દીન-ભાવે, દાસભાવે જગન્નિયંતાની પાસે નમ્ર વૃત્તિ કરી પોતાને તેના ચરણ આગળ તેને શરણ થયેલો અનુભવે તે કૃષ્ણચરણનું સેવન છે. જે આવું સેવન કરે તેના હૃદયમાં પ્રભુ સતત વાસ કરવા લાગે છે અને પ્રભુનું તે મન્દિર બને છે અને ત્યાં આવતાજતા સર્વ સંસ્કારો એ મંદિરમાં બેઠેલી માનસી પ્રતિમાનાં જ દર્શન કરે છે.

૬૧. આ માનસી સેવા મુખ્ય છે, પણ તે "વ્યસન ઉપજ્યે થાય." (ર. વ. પદ ૬૩; ૭.) પ્રથમ ત્રણ પગથિયાંમાં આસક્તિ બળ કરતી હતી તેમાં હવે વ્યસન ઉમેરાવા માંડે છે. આ વ્યસનકાળે ભક્ત દાસ્યભાવે પણ અભિલાષ રાખતાં શીખે છે અને તે અભિલાષનું વર્ણન કવિ આપે છે કે

"સર્વાત્મભાવ પ્રભુ સુખી ક્યમ થાય એ અભિલાષ,
સેવાનું ફળ સેવા ઇચ્છે, સુખ અવર નહીં આશ.
મન લોક વેદની લાજ નહીં, એક કૃષ્ણ પિયુશું પ્રેમ,
પતિની પ્રસન્નતા સાધવી, અચલિત એ ઉર નેમ.
(ર. વ. પદ. ૬૩; ૫, ૬.)

"સર્વાત્મભાવ" એટલે સર્વમાં આત્મભાવે વ્યાપક પ્રભુ કયે માર્ગે સુખી થશે-પ્રભુ સુખી તો છે જ પણ કયે માર્ગે પ્રસન્ન થશે-એ વિચાર, નિષ્કામ સેવાની ઇચ્છા, એ સેવાને અર્થે લોકાદિકની લજ્જાનો ત્યાગ, અને કૃષ્ણપિયુ ઉપર પ્રેમ: એ ચાર પદાર્થ આ વ્યસનાવસ્થા પછી ઉદ્ભવ પામે છે. જગતને પ્રભુનું સ્વરૂપ અને આત્મા માનનાર સાંપ્રદાયિક ભક્ત એ જગતમાં વસનાર પ્રભુની સેવા કેવી રીતે થાય એ વિચારને અન્તે એવા સિદ્ધાન્ત ઉપર આવે છે અને પ્રભુનું જે અર્ચન કરે છે તેની વ્યાખ્યા કવિ આપે છે કે

"દયા પ્રભુમય જગત સહુ સંતોષ અર્ચન જાણ."
(ર. વ. પદ ૬૩; ૮).

"હરિનું પૂજન સહુ સંતોષ જી, તે મહાસેવા વૈષ્ણવ તોષ જી."
(ર. વ. પદ ૬૪).

**येन केनाप्युपायेन यस्य कस्यापि देहिनः ।**
**संतोषं जनयेत्प्राज्ञस्तदेवेश्वरपूजनम् ॥**

વસિષ્ઠોપદિષ્ટ વ્યાખ્યા પ્રમાણે **કોઈપણ દેહીને સંતોષ**

આપવો તે જ હરિપૂજન છે એવું કહી કવિ વંદન અને નમનની વ્યાખ્યા આપે છે. હરિ, શ્રીગુરુ, અને સંત એ ત્રણ જણ સમાન છે તેમને નમન કરવું; અર્થાત્ સંતોષ સૌને આપવામાં હરિપૂજન છે, પણ હૃદય ભક્તિથી નમ્ર થાય તે તો આ ત્રણ આગળ જ. તે પછી દાસ્ય અને સખ્યની વ્યાખ્યાઓ (૨. વ. ૫૬ ૬૪) છે, પણ તેમાં બાકીના પ્રકાર જેવી સ્ફુટતા અને વિસ્તાર કવિએ આપ્યાં નથી. માત્ર કવિના અર્થનું અન્વયથી અનુમાન કરીએ તો એમ સમજી શકાય કે શ્રવણ, કીર્તન અને સ્મરણ એ ત્રણમાં જેવી આસક્તિ બળરૂપ છે અને પાદસેવન અને અર્ચનમાં વ્યસન બળરૂપ છે, તે જ ન્યાયે તે પછીના ચાર ભક્તિપ્રકારમાં એટલે વંદન, દાસત્વ, સખ્ય, અને આત્મનિવેદનમાં પ્રેમ બળરૂપ છે. કારણ કવિ કહે છે કે

"તે પ્રભુ ઉપર આવે આસક્તિ, પછી વ્યસનાવસ્થા થાય,
તે ઉપર તન્મયતા ખરી, વળતી ન કંઈ કહેવાય.
પ્રેમની અવસ્થા ચાર છે, આસક્તિ ત્રણ વિવેક,
છે વ્યસનની બે અવસ્થા, તન્મયતાની એક"

(૨. વ. ૫૬ ૫૭; ૬–૭.)

૬૨. કામશાસ્ત્રાદિકમાં સ્ત્રીપુરુષના પ્રેમને ઉદ્દેશી દશ અવસ્થાઓ કહી છે તે જ શાસ્ત્રની પરિભાષાને સ્વીકારી, આસક્તિની ત્રણ, તે પછી વ્યસનની બે, પ્રેમની ચાર, અને તન્મયતાની એક : એમ બધી મળી ભક્તહૃદયની આ દસ અવસ્થાઓ કવિ ગણાવે છે અને તે જ પરિભાષામાં તેનાં "પ્રકટ નામ" આપે છે, અને તેના આસક્તિ, વ્યસન, પ્રેમ, અને તન્મયતા એ ચાર વર્ગમાંથી ત્રણની વ્યાખ્યાઓ આપે છે કે

"જળસ્વાતિ–ચાતક પ્રેમ છે, આસક્તિ ચંદ્ર ચકોર,
છે વ્યસન વારિ–મત્સ, ત્રણ ઉદાહરણનાં ઠોર."

(૨. વ. ૫૬ ૬૮; ૪.)

ચંદ્રને જોઈ ચકોર તેના ભણી ઊડ્યો જાય છે એ અવસ્થા તે આસક્તિની છે. પાણી બહાર નીકળતાં મત્સ્ય જીવતું નથી એ અવસ્થા વ્યસનની છે. સ્વાતિ નક્ષત્રમાં મેઘમાંથી વૃષ્ટિના બેચાર બિન્દુના પાનથી જીવનસંતોષ માનવો તે પ્રેમની અવસ્થા છે. આસક્તિના ત્રણ પ્રકાર છે. તેમાંથી પ્રથમ અવસ્થા વ્યાધિ છે, બીજી પ્રલાપ, અને ત્રીજી ઉન્મત્ત આલાપ છે (૨. વ. ૫૬ ૫૮; ૧.); અર્થાત્ ભક્તહૃદય

શ્રવણકાળે વ્યાધિગ્રસ્ત જેવું આતુર થાય છે, કીર્તનકાળે ગમે તેવો પ્રલાપ કરે છે, અને સ્મરણકાળે ઉન્મત્ત બની આલાપ કર્યા કરે છે. **प्रकर्षेण लापः प्रलापः अने ईषत् लापः आलापः** એમ સમજીએ તો કીર્તનનો પ્રલાપ મોટે સ્વરે અને સ્મરણનો આલાપ સ્મરણાર્થે નમ્ર સ્વરે–ધીમે ધીમે–થાય છે. તે પછી વ્યસનની બે અવસ્થાઓ, એક જડતા અને બીજી મૂર્છના છે. (૨. વ. ૫૬ ૫૮; ૨.) તેમાંની જડતા પાદસેવનભક્તિમાં અને મૂર્છના અર્ચનમાં થાય છે એમ સમજાય છે. તે પછી પ્રેમની ચાર અવસ્થાઓ ૧. દગ્રુચિ, ૨. સ્મૃતિ, ૩. અભિલાષ અને ૪. ઉદ્વેગ કહી છે. (૨. વ. ૫૬ ૫૮; ૧.) એ ચાર પ્રેમાવસ્થાઓ વન્દન, દાસ્ય, સખ્ય, અને આત્મનિવેદનમાં છે, પણ તેનો ક્રમ સ્પષ્ટ નથી પણ પ્રથમ અભિલાષ થાય, તેમાંથી તજ્જન્ય ઉદ્વેગ થાય, તેના પરિણામરૂપે પ્રભુરૂપનું સ્મરણ ઉદય પામે, અને તેમાંથી એ રૂપ દૃષ્ટિગોચર થવા પામે, એ ક્રમને સ્વાભાવિક ગણીએ તો વન્દનકાળે અભિલાષ, દાસ્યકાળે ઉદ્વેગ, સખ્યકાળે સ્મરણ, અને આત્મનિવેદનકાળે દગ્રુચિ એવી રીતે એ ચાર ભક્તિપ્રકારમાં ચાર પ્રેમાવસ્થાઓનો ક્રમ આવે. છેક વ્યસનાવસ્થામાં પણ અભિલાષનું બીજ હોય છે (પૃષ્ઠ ૭૯) એ ઉપર દૃષ્ટિ કરીએ તો આ ક્રમ બેસતો આવે છે.

૬૩. એ અભિલાષની બીજાવસ્થામાં ઉક્ત પ્રકારે લોકલાજ છોડી ભક્ત–જાતે પુરુષ હો કે સ્ત્રી હો પણ–પોતાના હૃદયમાં સ્ત્રીની અવસ્થા પામવા માંડે છે, "એક કૃષ્ણપિયુશું પ્રેમ" ધરવા લાગે છે, અને "પતિની પ્રસન્નતા સાધવા" નો અચલ નિયમ આરંભે છે, (ખંડ ૬૧ પૃષ્ઠ ૭૯), અને બીજદશામાંથી ઊગેલું ફાલેલું વૃક્ષ, આત્મનિવેદન એટલે પ્રભુને આત્માર્પણ કરવા માંડે છે, ત્યાં તેની કુસુમસમૃદ્ધિને કવિ વર્ણવે છે કે

"આત્મનિવેદન જેણે કીધું જી, પદ પરમાનંદ તેણી લીધું જી,
ચિંતા સઘળી પ્રલય પામી જી, પતિ પૂર્ણાનંદ શિરપર સ્વામી જી;
સર્વાત્મભાવે પિયુ હેલ જી, વિધિનિષેધની છૂટી ગેલ જી,
સહજ પતિશું પ્રકટ્યો પ્રેમ જી, શાંતિ પામે સર્વ નેમ જી."

(૨. વ. ૫૬ ૬૫; ૧, ૨)

જેને એકકાળે વિષ્ણુવામન બિન્દુ જેવા ભાસતા હતા તેને

વિષ્ણુનું સર્વવ્યાપી રૂપ પ્રત્યક્ષ થતાં વામનાવતારનો ચરણુ પોતાના શિર ઉપર માગી લઈ તે ચાંપે તેમ ચંપાઈ જઈ એ રૂપને આત્મનિવેદન કરી બલિરાજાએ પાતાળનું રાજ્ય પ્રભુનો પ્રસાદ ગણી સ્વીકાર્યું, એટલે બલિના આત્માનું પ્રભુને નિવેદન–નૈવેદ્ય–થયું. વન્દનભક્તિની દશામાં નમ્ર થયેલું હૃદય આમ અંતે પ્રભુના ચરણથી ચંપાઈ જાય એ નવધાભક્તિનું ઉપલામાં ઉપલું પગથિયું ભક્તને પ્રાપ્ત થાય છે. પ્રેમાવસ્થાના આરંભમાં કૃષ્ણપતિરૂપ પિયુ ઉપર પ્રેમ ધરવા લાગેલું ભક્તહૃદય હવે જ્યાં જ્યાં હરિના અવયવરૂપ જે જે ભૂતોમાં સંચરે છે ત્યાં ટહેલિયા બ્રાહ્મણ પેઠે એ પિયુની જ ટહેલ નાંખ્યાં કરે છે, જે ભૂતને દેખે છે તેમાં વસેલા પ્રભુરૂપ પતિને એ ભૂતના અંતર્ભાગમાંથી પોતાની પાસે પ્રકટ થવા બોલાવે છે અને સર્વત્ર આવી દશ્યચિને અનુભવે છે.

૬૪. એક ભાષાકવિ એક માશુક પાસે ગવરાવે છે કે "મેરે ચાહજાદે આલમકું લિયે મૈં તો જંગલસેં જંગલ ભટકું," તેમ આ સંસારને જંગલરૂપ ગણુની છતાં તે જ જંગલના ઝાડોમાં અને પાંદડાંઓમાં પુરુષભક્તરૂપ સ્ત્રી તે સર્વમાં રહેલા પરમ પતિની ટહેલ આમ નાંખ્યાં કરે છે. એ પ્રભુનો સર્વાત્મભાવ દર્શાવનાર બીજું દૃષ્ટાંત પુરાણ શુકમુનિનું આપે છે કે

यं प्रव्रजन्तमनुपेतमुपेतकृत्यम्
द्वैपायनो विरहकातर आजुहावे ।
पुत्रेति तन्मयतया तरवो निनेदुः
तं सर्वभूतहृदयं मुनिमानतोस्मि ॥

૬૫. જેમ વેદાન્ત કહે છે કે निस्त्रैगुण्ये पथि विचरतां को विधिः को निषेधः? તેમ જ આત્મનિવેદનની સ્થિતિએ પહોંચેલા આવા ભક્તના વિષયમાં કવિ કહે છે કે આવા ટહેલિયાને તો "વિધિનિષેધની છૂટી ગેલ જી;" અર્થાત્ આ અવસ્થાને પહોંચતા પહેલાના ભક્તમાત્રને વિધિનિષેધનાં બન્ધન હોય છે તે આ દશા આવતાં ગેલ જેવાં થઈ છૂટી પડે છે. અંગ્રેજ કવિ શેલીના પ્રોમીથીઅસનાં બન્ધન પણ આમ જ છૂટી જાય છે અને તે જેમ તેની પ્રેમમૂર્તિ "એશિયા"માં તન્મય થાય છે તેમ આ ભક્ત હવે પોતાની પ્રેમમૂર્તિ કૃષ્ણમાં તન્મય થાય છે અને કવિ કહે છે કે એને હવે

તો દસમી પ્રેમભક્તિ " સહજ પતિશું પ્રકટયો પ્રેમ જી, શાંત પામે સર્વ નેમ જી " (ર. વ. ૫૬ ૧૫; ૨), અર્થાત્ પ્રેમની શિખરદશા પ્રાપ્ત થઈ અને નવધા ભક્તિના પ્રેમનાં ઉન્મન્થનને સ્થાને ભક્તની **પરાશાન્તિ** પ્રાપ્ત થઈ છે.

૬૬. દયારામને જેમ વર્ગીકરણની શુદ્ધતા ઉપર દૃષ્ટિ નથી તેમ જ ક્રમશુદ્ધિ ઉપર પણ દૃષ્ટિ નથી. એકવાર આસક્તિ, વ્યસન, અને તન્મયતા એવો ક્રમ (ર. વ. ૫૬ ૫૭, ૬). દર્શાવી તરત જે એ ત્રણનાં પહેલાં પ્રેમાવસ્થા મૂકે છે. (ર. વ. ૫૬ ૫૭, ૭). રસિકવલ્લભના વિદ્વાન ટીકાકાર આ પ્રસંગોના સંબંધમાં સાહિત્યદર્પણમાંની દશ કામાવસ્થાઓ આપે છે, તેમાં પ્રથમ ચાર–અભિલાષ, ચિન્તા, સ્મૃતિ, અને ગુણકથન મૂકે છે; " દગ્રુચિ " ગણાવી જ નથી ત્યારે દયારામ દગ્રુચિને પ્રથમ મૂકે છે, અભિલાષને ત્રીજે મૂકે છે અને બીજી રીતે પણ ક્રમ ફેરવે છે (ર. વ. ૫૬ ૫૮; ૧. ૨). દગ્રુચિ કોને કહેવી તેનું સ્પષ્ટીકરણ દયારામમાં નથી, પણ માલતીમાધવના છઠ્ઠા અંકમાં પ્રથમ " ચક્ષૂરાગ " પછી મનની " અનન્યપરતા " અને પછી " તનુગ્લાનિ " એવી દશાઓ ગણાવી છે, અને તે સંબંધમાં ટીકાકાર જગદ્ધર દશ કામદશાઓ ગણાવે છે, તેમાં પ્રથમ " ચક્ષુઃપ્રીતિ " છે, પછી મનઃસંગ, સંકલ્પોત્પત્તિ, નિદ્રાચ્છેદ, તનુત્વ, વિષયાન્તર વ્યાવૃત્તિ, લજ્જાનાશ, ઉન્માદ, મૂર્છા, અને છેલ્લી મરણદશા છે. સ્ત્રીપુરુષના સંબંધમાં આ ક્રમ સુઘટિત છે અને નાયકનાયિકા એક બીજાને જોઈને ફરી ફરી જોવા ઈચ્છે તે દશા ચક્ષૂરાગ અથવા ચક્ષુઃપ્રીતિ પ્રથમ દશા છે અને તે પછી ગણાવેલી દશાઓ ક્રમે ક્રમે વિકાસ પામે છે. પરંતુ દૃષ્ટિને અને મનને અગોચર પ્રભુના સંબંધમાં સામાન્ય ભક્તમાં પ્રથમ તડાકે જ આવો ચક્ષૂરાગ થવો અશક્ય છે અને તે પ્રેમદશાનું પ્રથમ નહીં પણ છેલ્લું પગથિયું હોય તો જ તેમાં કાંઈ સંભવ અને ઉચિતતા આવે. આથી જ અભિલાષની બીજાવસ્થામાં " કૃષ્ણપિયુ " ઉપર બંધાવા માંડેલા (ખંડ ૬૩) પ્રેમનું શિખર " આત્મનિવેદન કરનાર ટહેલિયા (ખંડ ૬૩–૬૪) ભક્તને હાથ આવે છે અને ટહેલને ટોકે ટોકે જ્યાં જ્યાં દૃષ્ટિ પડે છે ત્યાં ત્યાં એની દૃષ્ટિ સર્વભૂતના અન્તરાત્માની દૃષ્ટિ સાથે એક થાય છે એ જ એનો દૃષ્ટિરાગ અથવા દગ્રુચિ, એ જ સ્વાતિ જલનું ચાતકને થતું આસ્વાદન, અને એ જ **यत्र यत्र मनो याति तत्र**

**तत्र समाधयः** માં ઉદ્દિષ્ટ સમાધિ. પૂર્ણાનંદ પતિને વરનારી ભક્તહૃદયરૂપ સ્ત્રીમાં આ દશાને અંતે જે સહજ એટલે અપ્રયત્ન પ્રેમ પ્રકટે છે તે ભક્તિનો દશમો પ્રકાર અને શિખર છે. તેને માટે આપણે જુદું પ્રકરણ રોકીશું.

## ૧૦. ભક્તિયોગ અને યોગના અન્ય પ્રકાર

૬૭. ગીતામાં ભક્તિયોગ નામનો અધ્યાય છે પણ તેમાં નવધા કે દશધા ભક્તિને નામે કાંઈ ઉલ્લેખ નથી. દયારામ યોગને સામાન્ય રીતે તરછોડી કાઢે છે પણ અમુક વાતે સ્વીકારે છે. જે દેવનો જે ભક્ત અંશ હોય તે દેવ તેને મળતાં "ચિત્તનિરોધ" થાય છે એમ એ સ્પષ્ટ કહે છે. (૨. વ. પદ ૨૩; ૮). પતંજલિ વ્યાખ્યા મૂકે છે કે યોગ એટલે ચિત્તવૃત્તિનિરોધ. કૃષ્ણરૂપ સાથે મન જોડવું અર્થાત્ યોગ કરવો, અને એવો સન્ધિ થાય તેજ સંધ્યા એવું દયારામ કહે છે. (૨. વ. પદ ૪૯; ૪). કવિ ધ્યાન ધરવાને માટે ઉપદેશ કરે છે (૨. વ. પદ ૬૮; ૮) અને કેવા કૃષ્ણસ્વરૂપનું ધ્યાન ધરવું તે સવિસ્તર દર્શાવે છે. (૨. વ. પદ ૬૧) અને એ ધ્યાન ધરનારને "યોગીરાજ" એવું વિશેષણ આપે છે. (૨. વ. પદ ૬૨; ૪). ભક્તિ એ યોગનો એક પ્રકાર છે અને તે ઉત્કૃષ્ટ પ્રકાર છે એવું કવિ ગણે છે એ આ ઉપરથી સમજાય છે. ઘેરંડસંહિતામાં ભક્તિના યોગને સ્પષ્ટ વર્ણવેલો છે.

૬૮. પાતંજલ યોગશાસ્ત્રમાં ધ્યાનની વ્યાખ્યા "પ્રત્યયની એકતાનતા" એવી આપી છે. ધ્યાનથી ચઢતું પગથિયું સમાધિ છે. મનુષ્યના મન પાસે જે સંસાર ઊભો છે તેના એક ભાગને એ પંચજ્ઞાનેન્દ્રિયો વડે પ્રત્યક્ષ કરે છે અને એ ભાગ સાથેનો એનો કર્મવ્યવહાર પંચકર્મેન્દ્રિયો વડે કરે છે. આ ભાગ તે બાહ્યસંસારનો છે અને મનુષ્ય પાસે જાગ્રત દશામાં જણાય છે. સંસારનો બીજો ભાગ જેને આપણે અંતઃસંસાર કહીશું તે મનુષ્યના મનના અંતર્ભાગમાં ઊભો થાય છે. નિદ્રાકાળે તે સ્વપ્નરૂપે ઊભો થાય છે અને જાગૃત અવસ્થામાં મનના અંતઃસંકલ્પવિકલ્પરૂપે ઊભો થાય છે. બાહ્યસંસારની મૂર્તિઓને જ્ઞાનેન્દ્રિયો બહિર્મુખ થઈ પ્રત્યક્ષ કરે છે. કર્મેન્દ્રિયોથી બાહ્યસંસારની ક્રિયાઓ પ્રવર્તે છે તેમ ઇન્દ્રિયોથી છૂટું પડી એકલું

મન જે અંતઃસંસારમાં ક્રિયાઓ ઊભી કરે છે તે સામાન્ય ભાષામાં સંકલ્પ વિકલ્પ કહેવાય છે. બાહ્યસંસારની મૂર્તિઓનું અને ક્રિયાઓનું આપણને જે ભાન થાય છે તે ભાનને બાહ્યપ્રત્યય કહીશું અને અંતઃસંસારની મૂર્તિઓના અને ક્રિયાઓના ભાનને આપણે અંતઃપ્રત્યય કહીશું. આ પરિભાષા જોઈએ તેવી શાસ્ત્રીય નથી પણ સામાન્ય વાચકોને સુગમતા કરી આપવાના હેતુથી સ્વીકારી છે.

૬૯. જ્યારે ચિત્તનો નિરોધ એવો એકાગ્ર થાય છે કે તેને બાહ્ય કે અંતઃપ્રત્યય થતા નથી ત્યારે તેના ધ્યાનનું શિખર જે દશાને પ્રાપ્ત કરે છે તેને અસંપ્રજ્ઞાત અને નિર્વિકલ્પ સમાધિના નામથી ઓળખવામાં આવે છે. પણ જ્યારે ધ્યાનમાં સર્વ બાહ્યપ્રત્યયોનો તેમ એક સિવાય બીજા સર્વ અંતઃપ્રત્યયોનો ત્યાગ કરવામાં આવે છે અને તે બાકી રાખેલા એક જ અંતઃપ્રત્યય ઉપર મન એકાગ્ર થાય છે ત્યારે તે એકાગ્રતાને એ પ્રત્યયના ધ્યાનને નામે ઓળખવામાં આવે છે. આવા ધ્યાનની શિખરાવસ્થામાં સંપ્રજ્ઞાત સમાધિ થાય છે. આવી રીતના સમાધિકાળે ધ્યાનના વિષયભૂત મૂળ બીજરૂપ અંતઃપ્રત્યયમાંથી કોઈ નવો પ્રત્યય ઉદ્દ્ભૂત થાય છે તે પ્રત્યય બાહ્ય પણ હોય અને આંતર પણ હોય અને તેને સિદ્ધિ કહેવામાં આવે છે.

૭૦. ભક્તના ચિત્તનિરોધકાળે તે તેના ઇષ્ટદેવના અંતઃપ્રત્યયનું ધ્યાન ધરે છે. અને તેને સમાધિથી સિદ્ધિ પ્રાપ્ત થતાં એ દેવનો આંતર અથવા બાહ્ય પ્રત્યય નવે રૂપે પ્રાપ્ત થાય ત્યારે તે દેવનો તે સાક્ષાત્કાર થયો સમજે છે. કેવળ ધ્યાનદશામાં જે અંતઃપ્રત્યય ધ્યાન ધરનાર શોધે છે તે શાસ્ત્રની, ધર્મની, ગુરુની, કે પોતાની કલ્પનાનુસાર હોય છે. પણ જે નવીન પ્રત્યયનો સાક્ષાત્કાર થાય છે તે તેની કલ્પનાનુસાર ન હોતાં કોઈ અનનુભૂત રૂપે હોય છે. આ સાક્ષાત્કાર ભક્તને ઇષ્ટદેવાદિકનો થાય છે અને અન્ય મનુષ્યને તેણે ઇચ્છેલા અથવા ન ઇચ્છેલા કોઈ પદાર્થનો હોય છે. યુરોપમાં આવી સિદ્ધિ ઉપર શ્રદ્ધા રાખનાર વર્ગ આ સાક્ષાત્કારના વિષયને Vision કહે છે અને શ્રદ્ધા ન રાખનાર વર્ગ Halucination કહે છે. આ સાક્ષાત્કાર સંપ્રદાય પ્રમાણે દશમા પ્રકારની એટલે પ્રેમભક્તિની દશામાં થાય છે અને તે કેવો સાક્ષાત્કાર થાય છે તે જોવાનું કારણ આપણે એટલું છે કે આપણા કવિના ઉદ્ગાર તેથી પૂર્ણપણે સમજાય.

૭૧. આવા સમાધિસિદ્ધ નવીન પ્રત્યયને આપણે સિદ્ધ-સાક્ષાત્કારવિષય કહીશું. પોતાના અંતઃસંકલ્પ પ્રમાણે પોતે રચેલા અંતઃપ્રત્યયને અંતર્ધ્યાનવિષય કહીશું. એ ઉપરાંત યોગસાધનને આરંભે બાહ્ય પ્રત્યયોમાંના કોઈ એકને વળગી રહી અમુક જ્ઞાનેન્દ્રિયથી તે પ્રત્યયઉપર ધ્યાન સ્થિર કરવાનો અભ્યાસ રાખવા-વધારવામાં આવે છે તેની ક્રિયાના વિષયભૂત બાહ્યપ્રત્યયને આપણે બાહ્યધ્યાનવિષયને નામે ઓળખીશું. બાહ્યધ્યાનકાળે બહિર્મુખ ઇન્દ્રિયને અને અંતર્ધ્યાનકાળે અંતર્મુખ ઇન્દ્રિયને તેમ મનને તેના ધ્યાનવિષય ઉપર એકાગ્ર થવાનો અભ્યાસ પાડવામાં અને વધારવામાં આવે છે અને વિષયના જે ભાગ ઉપર એ એકાગ્રતા થાય છે તે ધ્યાનબિન્દુ (Focus of Attention) કહેવાય છે. એ ધ્યાનબિન્દુ સંપૂર્ણ સાધ્ય થતાં તેમાંથી જ સિદ્ધસાક્ષાત્કારવિષય પ્રગટ થાય છે

૭૨. યોગશાસ્ત્ર પ્રમાણે યોગનાં ૭ અથવા આઠ અંગ ગણાય છે તેમાં આરંભે અથવા મધ્યે પ્રાણાયામવિધિ આવી જાય છે. પ્રથમ અંગથી આરંભી ક્રમેક્રમે ઉપરનાં અંગોનો અભ્યાસ પામવાનો છે, અને તે ક્રમથી અંતે ધ્યાન અને સમાધિમાં શિખરાવસ્થા આવે છે. સંપ્રદાયમાં આને સાટે નવધા ભક્તિના ક્રમથી ચડતાં દસમી પ્રેમભક્તિ આવે છે, અને ધ્યાન અને સમાધિ પામવાને માટે યોગનાં બીજાં અંગની અપેક્ષા રહેતી નથી; માટે જ આ ભક્તિને સાધનહીનને પણ શિખરાવસ્થા સુધી લઈ જનારી કહી છે. કૃષ્ણ મથુરા ગયા પછી ગોપીઓનું સાન્ત્વન કરવા ઉદ્ધવ આવી તેમને કૃષ્ણદર્શન કરવાને યોગમાર્ગ દર્શાવે છે ત્યારે કવિ ગોપીઓ પાસે ઉત્તર દેવડાવે છે કે "તમારો યોગ તમારી પાસે બાંધી રાખો અને કૃષ્ણ ગુરુ અને તમે ચેલા થઈને તેને સાધો, બાકી અમારે તો અમારી પ્રીતિ બસ છે" (દ. કા. સં. ૧૦૩ 'પ્રેમરસગીતા' પદ ૧૫,) અને વધારામાં કહે છે કે

"પ્રકાશે યશ ક્યાં થકી, પ્રકટ પાખે સહુ વૃથા;
જુઓ આંખો મીચી આનંદ શો એ જોગ તો જૂઠો પ્રથા;
અજીઠા સરખા જોગને શું પાથરીએ કે પોઢીએ?
પ્રત્યક્ષ પાવક પરહરી શીદ પથ્થરમાં શિર ફોડીએ?"
[દ. કા. સં. ૧૦૪ પ્રે. ર. ગી. પદ ૧૭]

જે પ્રકટ કૃષ્ણરસ ગોપીઓએ આમાં યોગ કરતાં શ્રેષ્ઠ ગણ્યો

છે તે "અવતારી" કૃષ્ણ તથા ગોપીઓના સંબંધમાં તેમના સ્થૂલ કે સૂક્ષ્મ શરીર સંબંધે ગણવો એ વિચારવાનું હાલ બાકી રાખીશું. પણ જેને આપણે "નિત્ય કૃષ્ણ" કહ્યા છે અને જે ભક્તોનાં હૃદયરૂપ સ્ત્રીઓ પાસે કવિએ પિયુની ટહેલ નંખાવી છે તે સર્વના સંબંધમાં તો આ પ્રકટ કૃષ્ણરસને ઉક્ત પ્રકારનો સિદ્ધસાક્ષાત્કારવિષય કહીએ તો જ અર્થ બેસે. આ ઉપરાંત મીરાંબાઈ જ્યારે કૃષ્ણચરણનાં નૂપુરશબ્દાદિક સાંભળે છે, કૃષ્ણસ્વરૂપને સુદૃષ્ટ કરે છે, અને કહે છે કે "મીરાં ભક્તિ કરે રે પ્રકટકી, ઓ નાથ, તુમ જાનત હો સબ ઘટકી" ત્યારે એ પ્રકટ સ્વરૂપ આંતરધ્યાનવિષય સમજાય છે. તે જ પ્રમાણે મૂર્ત પ્રતિમાઓને યોગની ત્રાટકાદિ ક્રિયાઓથી ભક્તો ધ્યાનવિષય કરે છે ત્યારે પણ એ પૂજા પ્રકટની ગણાય છે અને એ પ્રતિમાઓ બાહ્યધ્યાનવિષય થાય છે. આવી રીતે "પ્રકટ" નો અર્થ અનેકધા થાય છે. પણ તે સર્વમાં સાધનહીનને માટેના યોગ ઉપર દૃષ્ટિ છે અને તે ભક્તિયોગનાં જુદાં પગથિયાં છે. તે સર્વમાં જપ, તપ, પ્રાણાયામ, વગેરેની ઉપેક્ષા કરી કેવળ પ્રભુપ્રેમની વૃદ્ધિની આસક્તિથી આરંભી તન્મયતા સુધીની અપેક્ષા રખાય છે માટે આ ભક્તિ **પ્રેમલક્ષણા** કહેવાય છે અને કેવળ ઈશ્વરનું ઐશ્વર્ય શોધનાર જ્ઞાનીઓની ભક્તિથી એટલે અંશે જુદી ગણાય છે.

૭૩. શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ (પૃ૦ ૭૦) વર્ણન કરે છે કે "અલૌકિક વિગ્રહ સિદ્ધ કરીને તદ્‌ભક્ત સમીપ પ્રભુ **સ્વરૂપપ્રાકટ્ય** કરે છે. નેત્રવડે અને મનવડે શ્રીમુખસુધાપાન કરતાં મોદ થાય છે, ત્યાર પછી એવા કોઈ પ્રચુર ભાવનું સંજનન થાય છે કે ઇન્દ્રિય વડે તે સ્વરૂપ સહ સંભાષણ, આશ્લેષ, આદિ સંગમ–રસ–ભોગ કરવાની ઇચ્છા થાય છે. દર્શન થયા પછી કવચિત્ ક્વચિત્ તો વેણુનિનાદમાત્રથી પણ પ્રભુ સહ સંભાષણાદિ સંયોગ–રસોપભોગ કરવાની ઇચ્છા પ્રકટ થાય છે, ત્યારે ભગવદાનંદસંપન્ન મનના સંબંધથી તે મનોરથ પરિપૂર્ણ થઈ જશે એમ વિચાર કરી વાણી મન સાથે સમાગમ કરે છે. મન અને વાણીનો આ પ્રમાણે સમાગમ થતાં વાણી ભગવદ્‌રસસંપન્ન થઈ જાય છે. (સંભાષણાદિચિકીર્ષા પરિપૂર્ણ થઈ રહે છે.) એ જ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો મનની સંગતિ કરીને ભગવદ્રતિ સંપાદન કરે છે." પાતંજલયોગસૂત્રના તૃતીય પાદના સૂત્ર ૩૩–૩૭માં જે જાતના સિદ્ધસાક્ષાત્કારવિષયને ઉદ્દેશેલા છે તેમાં ઉપર પ્રમાણેનું સ્વરૂપપ્રાકટ્ય આવી જાય

છે. "વ્રજસીમન્તિની સર્વાત્મભાવપૂર્ણ છે અને એ સર્વાત્મભાવરૂપ સાધનનું સ્વરૂપાનંદ ફળ છે. માટે શ્રીકૃષ્ણે વિરલ ભક્તોને રસાત્મક, કલાત્મક, ભાવાત્મક, આનંદનું પરમદાન કર્યું છે." * * * "અલૌકિક શૃંગારરસનો પ્રાકૃત વિષયભોગ સાથે સંભ્રમ ન કરવો." (શુ. સિ. પ્ર. ૭૬). સંપ્રદાયમાં સ્વીકારેલી પંચપર્વા વિદ્યામાંની એક યોગવિદ્યા પણ છે. (શુ. સિ. પ્ર. ૬૫). તેથી ઉપર દર્શાવેલાં યોગ-સૂત્રોની કોટિમાં ઉપર વર્ણવેલા સ્વરૂપપ્રાકટ્યનો સમાસ કરવા ઇચ્છીએ તો તેનું ફલિત એવું આવે કે મૂર્ધજ્યોતિમાં સમાધિસંયમ કરવાથી સિદ્ધદર્શન થાય છે ત્યાં અને અન્યત્ર કૃષ્ણનાં સ્વરૂપ, નાદ, આદિ પ્રકારની સ્વરૂપપ્રકટતા પોતાને માટે ગોપીરૂપને અને તેમની પ્રેમ-ભક્તિને આંતરધ્યાનવિષય કરનારા ભક્તોમાં સિધ્ધસાક્ષાત્કારવિષયને રૂપે પ્રકટ થાય છે. યોગની અને સંપ્રદાયની પરસ્પર ઘટનાનો અથવા તે બેમાંથી એકની પણ પ્રાચીન કે અર્વાચીન દષ્ટિએ શોધના કે તુલના કરવાનો આપણે પ્રસંગ નથી, પણ જેટલે અંશે ઉક્ત વસ્તુ આપણા કવિની જ્વાલાઓને સ્પષ્ટ કરવામાં સાધનભૂત થાય છે તેટલે જ અંશે આ સર્વનો આપણે ઉપયોગ કરવાનો છે.

૭૪. શ્રીકૃષ્ણની ભાવનામાં ગોપિકાસંબંધ ઉપરાંત વૃંદાવનના બીજા પદાર્થો, જેવા કે વૃંદાવન અથવા તુલસીવન, ગાયો, મુરલી અથવા વેણુનો નાદ જેણે ગોપીઓને મોહિત કરી હતી, ઇત્યાદિ અનેક પદાર્થો આવે છે. આપણા કવિનાં શૃંગારકાવ્યો સમજવામાં આમાંના કેટલાક પદાર્થોનો યોગ સાથેનો સંબંધ કામમાં લાગે એવો છે.

૭૫. સામવેદનું ગાન જેને પરિચિત હશે તેને ગાયોને એકઠી કરવાને માટેનાં સામ સ્મરણમાં આવશે. જતી રહેતી ગાયોને પોતાના ભણી વાળી આણવા માટેના એ ગાનના બળથી પોતાની બહિર્મુખ ઇન્દ્રિયવાચક ગાયોને અંતર્મુખ થતી તરતને સ્મરણમાં આવશે. નાદયોગના યોગી નાદનું શિખરસ્થાન પામવાના ક્રમમાં આવા જ સામગાનને સાક્ષાત્કારવિષયરૂપે સાંભળે છે અને તે કાળે તેની જ્ઞાનેન્દ્રિયો બાહ્ય પ્રત્યયોથી મુક્ત થાય છે અને તેનું મનઇન્દ્રિય સંકલ્પવિકલ્પથી મુક્ત થાય છે. આ ૭ યે ઇન્દ્રિયોને સ્થાને એક સામગાન આ યોગીના મૂર્ધમાર્ગમાં ગાજી રહે છે જે ઉપરથી **वेदानां सामवेदोऽस्मि** એવું કૃષ્ણવચન સમજાય છે એજ નાદ

છે તે "અવતારી" કૃષ્ણ તથા ગોપીઓના સંબંધમાં તેમના સ્થૂલ કે સૂક્ષ્મ શરીર સંબંધે ગણવો એ વિચારવાનું હાલ બાકી રાખીશું. પણ જેને આપણે "નિત્ય કૃષ્ણ" કહ્યા છે અને જે ભક્તોનાં હૃદયરૂપ સ્ત્રીઓ પાસે કવિએ પિયુની ટહેલ નંખાવી છે તે સર્વના સંબંધમાં તો આ પ્રકટ કૃષ્ણરસને ઉક્ત પ્રકારનો સિદ્ધસાક્ષાત્કારવિષય કહીએ તો જ અર્થ બેસે. આ ઉપરાંત મીરાંબાઈ જ્યારે કૃષ્ણચરણનાં નૂપુર-શબ્દાદિક સાંભળે છે, કૃષ્ણસ્વરૂપને સુદૃષ્ટ કરે છે, અને કહે છે કે "મીરાં ભક્તિ કરે રે પ્રકટકી, એ નાથ, તુમ જાનત હો સબ ઘટકી" ત્યારે એ પ્રકટ સ્વરૂપ આંતરધ્યાનવિષય સમજાય છે. તે જ પ્રમાણે મૂર્ત પ્રતિમાઓને યોગની ત્રાટકાદિ ક્રિયાઓથી ભક્તો ધ્યાનવિષય કરે છે ત્યારે પણ એ પૂજા પ્રકટની ગણાય છે અને એ પ્રતિમાઓ બાહ્ય-ધ્યાનવિષય થાય છે. આવી રીતે "પ્રકટ" નો અર્થ અનેકધા થાય છે. પણ તે સર્વમાં સાધનહીનને માટેના યોગ ઉપર દૃષ્ટિ છે અને તે ભક્તિયોગનાં જુદાં પગથિયાં છે. તે સર્વમાં જપ, તપ, પ્રાણાયામ, વગેરેની ઉપેક્ષા કરી કેવળ પ્રભુપ્રેમની વૃદ્ધિની આસક્તિથી આરંભી તન્મયતા સુધીની અપેક્ષા રખાય છે માટે આ ભક્તિ પ્રેમલક્ષણા કહેવાય છે અને કેવળ ઈશ્વરનું ઐશ્વર્ય શોધનાર જ્ઞાનીઓની ભક્તિથી એટલે અંશે જુદી ગણાય છે.

૭૩. શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપ (પૃ૦ ૭૦) વર્ણન કરે છે કે "અલૌકિક વિગ્રહ સિદ્ધ કરીને તદ્‌ભક્ત સમીપ પ્રભુ **સ્વરૂપપ્રાકટ્ય** કરે છે. નેત્રવડે અને મનવડે શ્રીમુખસુધાપાન કરતાં મોદ થાય છે, ત્યાર પછી એવા કોઈ પ્રચુર ભાવનું સંજનન થાય છે કે ઇન્દ્રિય વડે તે સ્વરૂપ સહ સંભાષણ, આસ્લેષ, આદિ સંગમ–રસ–ભોગ કરવાની ઇચ્છા થાય છે. દર્શન થયા પછી ક્વચિત્ ક્વચિત્ તો વેણુનિનાદ-માત્રથી પણ પ્રભુ સહ સંભાષણાદિ સંયોગ–રસોપભોગ કરવાની ઇચ્છા પ્રકટ થાય છે, ત્યારે ભગવદાનંદસંપન્ન મનના સંબંધથી તે મનોરથ પરિપૂર્ણ થઈ જશે એમ વિચાર કરી વાણી મન સાથે સમાગમ કરે છે..મન અને વાણીનો આ પ્રમાણે સમાગમ થતાં વાણી ભગવદ્રસસંપન્ન થઈ જાય છે. (સંભાષણાદિચિકીર્ષા પરિપૂર્ણ થઈ રહે છે.) એ જ પ્રમાણે સર્વ ઇન્દ્રિયો મનની સંગતિ કરીને ભગવદ્રતિ સંપાદન કરે છે." પાતંજલ-યોગસૂત્રના તૃતીય પાદના સૂત્ર ૩૩–૩૭માં જે જાતના સિદ્ધસાક્ષાત્કાર-વિષયને ઉદ્દેશેલા છે તેમાં ઉપર પ્રમાણેનું સ્વરૂપપ્રાકટ્ય આવી જાય

છે. "વ્રજસીમન્તિની સર્વાત્મભાવપૂર્ણ છે અને એ સર્વાત્મભાવરૂપ સાધનનું સ્વરૂપાનંદ ફળ છે. માટે શ્રીકૃષ્ણે વિરલ ભક્તોને રસાત્મક, કલાત્મક, ભાવાત્મક, આનંદનું પરમદાન કર્યું છે." * * * "અલૌકિક શૃંગારસનો પ્રાકૃત વિષયભોગ સાથે સંભ્રમ ન કરવો." ( શુ. સિ. પ્ર. ૭૬ ). સંપ્રદાયમાં સ્વીકારેલી પંચપર્વા વિદ્યામાંની એક યોગવિદ્યા પણ છે. ( શુ. સિ. પ્ર. ૬૫ ). તેથી ઉપર દર્શાવેલાં યોગસૂત્રોની કોટિમાં ઉપર વર્ણવેલા સ્વરૂપપ્રાકટ્યનો સમાસ કરવા ઇચ્છીએ તો તેનું ફલિત એવું આવે કે મૂર્ધજ્યોતિમાં સમાધિસંયમ કરવાથી સિદ્ધદર્શન થાય છે ત્યાં અને અન્યત્ર કૃષ્ણનાં સ્વરૂપ, નાદ, આદિ પ્રકારની સ્વરૂપપ્રકટતા પોતાને માટે ગોપીરૂપને અને તેમની પ્રેમભક્તિને આંતરધ્યાનવિષય કરનારા ભક્તોમાં સિધ્ધસાક્ષાત્કારવિષયને રૂપે પ્રકટ થાય છે. યોગની અને સંપ્રદાયની પરસ્પર ઘટનાનો અથવા તે એમાંથી એકની પણ પ્રાચીન કે અર્વાચીન દૃષ્ટિએ શોધના કે તુલના કરવાનો આપણે પ્રસંગ નથી, પણ જેટને અંશે ઉક્ત વસ્તુ આપણા કવિની જ્વાલાઓને સ્પષ્ટ કરવામાં સાધનભૂત થાય છે તેટલે જ અંશે આ સર્વનો આપણે ઉપયોગ કરવાનો છે.

૭૪. શ્રીકૃષ્ણની ભાવનામાં ગોપિકાસંબંધ ઉપરાંત વૃંદાવનના બીજા પદાર્થો, જેવા કે વૃંદાવન અથવા તુલસીવન, ગાયો, મુરલી અથવા વેણુનો નાદ જેણે ગોપીઓને મોહિત કરી હતી, ઇત્યાદિ અનેક પદાર્થો આવે છે. આપણા કવિનાં શૃંગારકાવ્યો સમજવામાં આમાંના કેટલાક પદાર્થોનો યોગ સાથેનો સંબંધ કામમાં લાગે એવો છે.

૭૫. સામવેદનું ગાન જેને પરિચિત હશે તેને ગાયોને એકઠી કરવાને માટેનાં સામ સ્મરણમાં આવશે. જતી રહેતી ગાયોને પોતાના ભણી વાળી આણવા માટેના એ ગાનના બળથી પોતાની બહિર્મુખ ઇન્દ્રિયવાચક ગાયોને અંતર્મુખ થતી તજ્જ્ઞને સ્મરણમાં આવશે. નાદયોગના યોગી નાદનું શિખરસ્થાન પામવાના ક્રમમાં આવા જ સામગાનને સાક્ષાત્કારવિષયરૂપે સાંભળે છે અને તે કાળે તેની જ્ઞાનેન્દ્રિયો બાહ્ય પ્રત્યયોથી મુક્ત થાય છે અને તેનું મનઇન્દ્રિય સંકલ્પવિકલ્પથી મુક્ત થાય છે. આ છ યે ઇન્દ્રિયોને સ્થાને એક સામગાન આ યોગીના મૂર્ધમાર્ગમાં ગાજી રહે છે જે ઉપરથી **वेदानां सामवेदोऽस्मि** એવું કૃષ્ણવચન સમજાય છે એ જ નાદ

વેણુનાદરૂપે પણ સાક્ષાત્કારવિષય થાય છે અને ઇન્દ્રિયરૂપ ગાયોને લય પમાડે છે. જે યોગીઓ, ભક્તો આ ગાન સાંભળે છે તેમની આ ગાયો બાહ્ય સંસારમાં ભટકવા દોડવાનું છોડી એ ભક્તને વશ થાય છે અને તેમનું આમ પાલન કરનાર ભક્ત ગોપ અથવા ગોપાલ એટલે ગોવાળ સંજ્ઞાને પામે છે. તેની પ્રેમભક્તિમાં તે પોતાના હૃદયને સ્ત્રીરૂપ ભાવના આપે છે અને કૃષ્ણપિયુને શોધે છે એટલે તે ગોપીરૂપ થાય છે. વેણુનાદ એક પ્રકારનો અનાહત નાદ છે અને અંતર્મુખ થયેલા શ્રવણેન્દ્રિયની અંતર્વૃત્તિમાં ઊભરાય છે ત્યારે ઉક્ત પ્રકારની ગાયોને, ગોવાળિયાઓને અને ગોપિકાઓને એ વેણુ વગાડનાર સત્ત્વ લય પમાડી પોતાના ભણી આકર્ષે છે.

૭૬. યોગનો એક બીજો પ્રકાર "સોઽહં જાપ" નામનો છે. માત્ર સ્થૂલ શરીર પાંચ પ્રાણથી જીવે છે ત્યારે સૂક્ષ્મ શરીર માત્ર પ્રાણ અને અપાન એમ બે પ્રાણથી જીવે છે, પ્રાણથી ઊંચે આકર્ષાય છે અને અપાનથી નીચે આકર્ષાય છે. પ્રાણ શરીરમાંથી સકારયુક્ત શબ્દ કરતો કરતો બહાર નીકળી બહારના પવનમાં ભળે છે, અપાન બહારના પવનમાંથી હકારયુક્ત શબ્દ કરતો કરતો શરીરમાં પ્રવેશ કરે છે. આવી ઊંચીનીચી ગતિથી રુધિરના, શ્વાસના અને સર્વ નાડીઓમાંના સ્થૂલસૂક્ષ્મ ધાતુઓના ઉચ્ચ નીચ પ્રવાહોનું જીવન તે સ્થૂલ શરીરનું જીવન છે, તેવો જ રીતે સ્થૂલ શરીર સાથે સ્થૂલ ધાતુઓ નાશ પામવા પછી કોઈક સૂક્ષ્મ ધાતુઓના પ્રવાહોનું ઉચ્ચનીચ ગતિવાળું જીવન સૂક્ષ્મ શરીરનું જીવન બને છે. આ બે પ્રાણપ્રવાહોને ઉક્ત કારણથી "સઃ" અને "હમ્" ની સંજ્ઞા આપી તેના સતત પરસ્પરસંબંધને "સોહમ્" સંજ્ઞા આપવામાં આવે છે અને કેવળ સૂક્ષ્મ શરીરના પ્રવાહમાં શ્રવણેન્દ્રિયગમ્ય સકાર અને હકારનો અભાવ હોવાથી તે અક્ષરો બાદ કરી "ઓ" અને "અમ્" ને સંગત કરી તેમના સંબંધને ઓંકાર સંજ્ઞા અપાય છે એવું અનુમાન છે. વેદાન્તનું મહાવાકય "સોઽહં બ્રહ્મ" અહંપદ અને તત્પદની એકતા સૂચવે છે તે જ પ્રમાણે યોગના સોહમ્ અને ઓમ્ બાહ્યપ્રાણ અને અંતઃપ્રાણની એકતા સૂચવે છે. જ્યારે ભક્તકવિ નરસિંહ ગાય છે કે "નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલે," ત્યારે "તે જ હું" "તે જ હું" તે આ સતતપ્રવાહવાચક

"સોઽહમ્" નું જ ભાષાન્તર છે. જેવી રીતે પ્રાણના રેચકાદિક પ્રાણાયામ કહેવાય છે તેમ આ "સોઽહમ્"–પ્રવાહને મન અનુસરે તેને પ્રાણાનુસરણ અથવા સોઽહમ્ જાપ અથવા અજપા મંત્ર–જાતે જપાતો જપ–આદિ સંજ્ઞાઓ અપાય છે. આથી સોઽહમ્‌ના અક્ષર ઉલટાવી સૂક્ષ્મશરીરી જીવ "હંસ" નામે પણ ઓળખાય છે. ભક્તિયોગ આપણા કવિની આંખમાં ઘૂમી રહ્યો છે તેનું નિરીક્ષણ કરવામાં યોગના અનન્ય વિષયોનો સંબંધ ઓછોવત્તો ઉપયોગી હોવાથી અને તેના સ્પષ્ટીકરણની પુનરુક્તિ ન કરવી પડે એ હેતુથી આ પ્રકરણ મૂકેલું છે. આપણા શુદ્ધ વિષયમાં આપણે હવે પાછો પ્રવેશ કરીશું.

## ૧૧. કવિની પુષ્ટિભાવના

૫૭. પ્રતિમાપૂજનનું રહસ્ય સમજાવવા કવિ કહે છે કે જે પદાર્થમાં જેવી ભાવના કરી–જેવો નિશ્ચય કરી–જેવું ધ્યાન ધરીએ છીએ તેવા સ્વરૂપથી તેમાં હરિ દેખાય છે, કારણ કે તે સર્વ વસ્તુમાં વ્યાપક છે, મૂર્તિ અથવા પ્રતિમા જાતે તો માત્ર એક બહાનું છે–ધ્યાનનું નિમિત્ત છે–બાકી ફલદાતા પદાર્થ તો હરિસંબંધે ધ્યાનકાળનો નિશ્ચય છે. એ જ નિશ્ચયને બળે સ્તંભમાંથી નરસિંહસ્વરૂપ પ્રકટ્યું છે અને તેમ થવામાં મૂર્તિની પ્રતિષ્ઠા કે પૂજા કરવાનો કાળ નથી. તેવા જ નિશ્ચયને બળે દ્રોણની મૂર્તિ કરી તેના ધ્યાનથી કિરાતે અસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી છે. આવાં દૃષ્ટાંતોથી કવિ બોધ કરે છે કે

"નિશ્ચય હરિનો ભાવ જ્યાં ત્યાં હરિ, બહાનું મૂર્તિ સંબંધીની વસ્તુ હો!
ફલીભૂત હોય હરિ માન્યાથી, હરિરૂપ છે જગત સમસ્ત હો!"

૪ બૃ. કા દો. ૮૨૨, પદ ૪૫.

એવો જ અનુભવબોધ એક સ્ત્રીકવિ કરે છે કે
"નિશ્ચયના મહેલમાં રે વસે મારો વાલમો રે
જે જાયે તે જોના પામે જી રે!"

અર્થાત્ ધ્યાનનું બળ ધ્યાનકાળના નિશ્ચયથી છે અને બાહ્યધ્યાનવિષય મૂર્તિ અથવા આંતરધ્યાનવિષય ઇષ્ટદેવનું સ્વરૂપ એ સર્વ તો ધ્યાનમાંથી સિદ્ધસાક્ષાત્કારવિષય પ્રત્યક્ષ કરવામાં માત્ર નિમિત્તભૂત છે. દયારામ આવો સાક્ષાત્કાર સિદ્ધ કરવામાં જ સફલ ભક્તિ જુએ છે અને સર્વવ્યાપી અક્ષરબ્રહ્મનું અવ્યક્ત સ્વરૂપ સમજવા કરતાં આવા પ્રકટ સ્વરૂપના સાક્ષાત્કારમાં જ રસ માને છે અને કહે છે કે -

"પ્રકટ મળ્યે સુખ થાય, શ્રીગિરિધર પ્રકટ મળ્યે સુખ થાય;
અંતર્યામી અખિલમાં છે, તેથી કહો કોનું દુઃખ જાય?
તેલ વિના સ્ફુટ તિલ પૂર્યેથી દીપક કયમ પ્રકટાય?
પ્રકટ પાવક વિના કાષ્ઠને ભેટયે શી પેરે શીત શમાય?
પૃથ્વી ચાટયે તૃષા ટળે નહીં, અંતર્જળ શ્રુતિ ગાય;
દીવાસળી-પાષાણ સ્પર્શથી કો કહે જ્વાળ જણાય?
સુરભિ પેટમાં પય, તેમાં ઘૃત, તેથી પુષ્ટિ ન પામે ગાય;
દોહી મથીને માખણ તાવ્યે સર્પિભક્ષણ સુખદાય.
વ્યાપકથી વાતો નવ થાયે, તે વિના જીવ અકળાય;
રસિયાજનમનરંજન નટવર દયાપ્રીતમ વ્રજરાય."

૪ બૃ. કા. દો. ૮૦૮-૯. પદ ૩૦

૭૮. જે સિદ્ધસાક્ષાત્કારવિષયરૂપ પ્રકટ સ્વરૂપમાં કવિ રસ માને છે તેનો સાક્ષાત્કાર નિશ્ચયથી અને હરિની કૃપાથી થાય છે.

"ભૂતમાં ભગવતરૂપ માન્યું નામદેવે, થયું તેવું દર્શન;
કેવળ ભાવથી નિકટ નંદસુત, સમજણવાળાને હ્રસ્વ હો!
નિશ્ચયભાવ હરિકરુણાથી આવે, અવર ઉપાય ન કોઈ,
જેવું ભાવનું બળ, તેવું ફળ; દયા, તું લેજે જોઈ હો!"

૪. બૃ. કા. દો. ૮૨૪. પદ ૪૬.

૭૯. આ વિષયમાં નિશ્ચયરૂપ પુરુષપ્રયત્ન સિદ્ધ કરવાને હરિની કૃપા એટલે અનુગ્રહ જોઈએ. ભક્તની ભક્તિમાં એવી એક આકર્ષક શક્તિ છે કે જે હરિના અનુગ્રહ ઉપર બળ કરી તેને પોતાના પ્રયત્ન ભણી આકર્ષે છે અને એમ કરતાં કરતાં એવો કાળ આવે છે કે હરિ ભક્તને અધીન થઈ જાય છે. નવધા ભક્તિમાંની પ્રથમને જ બળે આ અનુગ્રહ આકર્ષાવા લાગે છે. મેઘ પૃથ્વીના ગુરુત્વાકર્ષણથી આકર્ષાતાં પૃથ્વી ઉપર વર્ષવા માંડે છે અને પૃથ્વીના રસનું પોષણ કરે છે તે જ રીતે ભક્તિબળથી આકર્ષાયેલો હરિનો અનુગ્રહ વર્ષવા લાગે છે અને ભક્તિના રસનું પોષણ કરવા લાગે છે. ભક્તિ-રસ પોતાનું બળ કરી અનુગ્રહને આકર્ષે છે અને આકૃષ્ટ અનુગ્રહ ભક્તિરસનું પોષણ કરી નવધા ભક્તિનાં નવે પગથિયાં ઉપર ભક્તને

ક્રમેક્રમે ચડાવે છે–ઊર્ધ્વ આકર્ષે છે–અને અંતે દસમી પરાભક્તિ-રૂપ શિખર ઉપર ભક્તહૃદય ચડે છે ત્યારે ભક્તિનાં અને અનુગ્રહનાં પરસ્પર આકર્ષણમાં તેમના પરસ્પર આઘાત–પ્રત્યાઘાત ઉમેરાય છે. આ આઘાતપ્રત્યાઘાતમાં કવિ પ્રેમરસના ભોગને અને તન્મયતાની અવસ્થાને દેખે છે. એ અવસ્થાની પહેલાંની અવસ્થાઓમાં પ્રેમનું આકર્ષણ તેમ પ્રભુનો અનુગ્રહ ઉભય કારણોના સંયોગથી ભક્તિનું પોષણ થાય છે અને એ પોષણથી પુષ્ટ થયા પછી અનુગ્રહ બાકી રહેતો નથી અને કેવળ તન્મયતા થાય છે. આ પ્રકારનું પોષણ વલ્લભાચાર્યના સંપ્રદાયનું મુખ્ય વ્યાવર્તક લક્ષણ હોવાને લીધે તે સંપ્રદાય પુષ્ટિમાર્ગ કહેવાય છે અને દયારામને તે ઇષ્ટ છે. (જુઓ વિશેષ વિગત માટે–શુ. સિ. પ્ર. ૬૯, ૭૪, ૭૮; ૨. પ્રા. કા. મા. પુષ્ટિપથ-રહસ્ય, દુહા ૩. ૪.)

૮૦. પુષ્ટિમાર્ગના આચાર્ય અને તેમના પુત્રના ભાવી જન્મનો વર્તારો નરસિંહ મહેતાએ વર્તેલો હતો એવું કવિ લખે છે: પુ. પ. ૨. દુહા ૮૨, ૮૩. નરસિંહના કયા લેખમાં આવો ઉલ્લેખ છે તે જાણવામાં નથી, પણ કવિની આ વર્તારા સંબંધની શ્રદ્ધાનું મૂળ સંપ્રદાયના કોઈ લેખમાં હોવું જોઈએ, અને સંપ્રદાયવાળાઓએ આવું મૂળ રોપી રાખવાની કોઈ વેળા આવશ્યકતા જોઈ હોય તો નરસિંહ મહેતાના નામનાં કાવ્યોમાં તેની પાછળ થયેલા સંપ્રદાયવાળાઓએ કોઈ કોઈ સ્થાને પોતાની અનુકૂળતા પ્રમાણે ઉમેરા કરેલા હોવા જોઈએ. એ પ્રશ્ન સાથે આથી વધારે સંબંધ આ પ્રસંગે નથી પણ એ સમર્થ ભક્તકવિનો આશ્રય સંપ્રદાયવાળાને શોધવો પડેલો છે તેનું એક કારણ એવું અનુમેય છે કે પુષ્ટિમાર્ગનાં કેટલાંક બીજ મહેતાના લેખોમાં છે તેને વિકસાવી સંપ્રદાયવાળાઓએ નવું વૃક્ષ ઊભું કરેલું હોવું જોઈએ. ભાગવતમાં રાસક્રીડા વગેરેમાં કૃષ્ણ અને ગોપિકાઓના પ્રસંગ છે તે ગોપીઓમાં રાધાને અગ્રેસરા કરવાના માર્ગને સંપ્રદાયે જેવું પ્રાધાન્ય આપેલું છે તેવું જ નરસિંહે આપેલું છે, પણ તે જ પ્રાધાન્યને વિસ્તારી દયારામે સંપ્રદાયને આધારે વલ્લભાચાર્યને કૃષ્ણ તેમ રાધાના અવતારરૂપ માનેલા છે. રાધાને મહેતો તેમ દયારામ સ્વામિનીજીને નામે પણ ઓળખે છે અને વલ્લભનો અવતાર લઈ સ્વામિનીજી પોતાના આશ્રિત માર્ગીઓને માટે શું કરે છે તેનું વિવેચન દયારામ કરે છે કે

"અતિપ્રયત્ન વણુ પ્રાપ્તિ નવ પુરુષોત્તમની થાય,
તે શ્રીવલ્લભશરણુથી સહજે સદ્ય પમાય.
રાજાને રાજી કરે એ બલ કદા ન દીન
સ્વરૂપ સિફારસ રાણીથી, સહજ મતિ આધીન.
આત્મા શ્રીજીનો સદા મુખ્ય સ્વામિની જેહ,
તે શ્રીવલ્લભ સ્વયં થયા, ધર્યો પુરુષનો દેહ.
અતિવલ્લભ શ્રીકૃષ્ણને, માટે વલ્લભ નામ,
કૃપા એહની વણુ કદા નવ રીઝે ઘનસ્યામ.
શ્રીવલ્લભ આશ્રય વિના સાધન-ધર્મ અશેષ
સાધે હરિ, કેવળ ભજે, લીલામાં ન પ્રવેશ.
જે ઉપર અનુગ્રહ અતિ અંતરમાં વ્રજરાય,
શ્રીવલ્લભ શરણાગતિ તેને દૃઢ થઈ જાય.
શ્રી મહાપ્રભુસંબંધ વણુ કશું નહીં ફળદાય,
પુષ્ટ સૃષ્ટિની રીત એ, જગનો જુદો ન્યાય."

પુ. પ. ૨. દુહા. ૮–૧૪

સ્વમાર્ગીને માટે વલ્લભરૂપ રાણી શાથી આમ વિશેષ ફાવે છે તેને માટે કવિ કથે છે કે રાજાનો યશ અનેક બંદીજનો ગાય છે પણ રંગમહેલનું વૃત્તાંત તો અનુભવી રાણી જ જાણે તેમ શ્રીકૃષ્ણરૂપ રાજાનો શુદ્ધ અનુભવ તો વલ્લભરૂપ સ્વામિની જ જાણે છે. પુ. પ. ૨. દુહા ૪૪–૫૦. આપણે રાધાના સ્વરૂપમાં જે રસોદ્‌બોધક શક્તિ જોઈ છે અને જે શક્તિ દશમા પ્રકારની ભક્તિનું સ્વરૂપ છે તે શક્તિ દ્વારા રસરૂપ નિત્યકૃષ્ણનો અનુભવ કરાવવાની શક્તિ તેવા અનુભવના અનુભવી વલ્લભગુરુમાં છે અને ભક્તિના પ્રકારથી દશમા સુધી ચડાવનાર શ્રીકૃષ્ણના ઊર્ધ્વ આકર્ષણરૂપ અનુગ્રહને પ્રાપ્ત કરાવવાની અપૂર્વ કળા આ ગુરુમાં જ છે એવો અર્થ કરીએ તો આપણા કવિનું સૂક્ષ્મ રહસ્ય સમજાય અને અન્યધર્મપ્રવર્તકોએ પરિચિત કરેલા સંપ્રદાયોમાં સામાન્ય સ્થૂલ બુદ્ધિ પ્રમાણે ઈશ્વર અને મનુષ્ય વચ્ચેના મધ્યસ્થ અવતારની ભાવના વલ્લભ પ્રતિ આપણા કવિને હતી એવું ગણીએ તો તેમ પણ ગણાય. બાકી આ કવિના ઉદ્‌ગારોમાં સ્થળે સ્થળે જે સૂક્ષ્મ રહસ્યભાવનાઓ સ્ફુરતી આપણે જોઈ છે તેને અનુકૂલ તો આ વિષયમાં પણ કવિની ભાવના સ્થૂલ નહીં પણ સૂક્ષ્મ હતી

એવું ગણવાનો પ્રસંગ છે, અને એ અર્થ કરતાં વિશેષ ઉદ્‌ગારોમાં કવિ કવિપણાની લહેરોએ ચડી અર્થવાદ અને અતિશયોક્તિની જાળોમાં જગતને ગૂંચવે છે એવું સમજાય તો તેમાં કાંઈ બાધ નથી.

૮૧. સંપ્રદાયોક્ત અનુગ્રહસાધન સ્વામિની રાધાજીના વિષયમાં એ સંપ્રદાયના બીજભૂત મહેતા નરસિંહની ભાવના સમજ્યાથી દયારામની ભાવના પણ સમજાય એ હેતુથી મહેતાના લેખોમાં આપણે ચંચુપાત મોડોવહેલો કરી લઈશું.

૮૨. ભાગવતથી આરંભી પછીના ઘણાખરા વૈષ્ણવરસના ગ્રન્થોમાં નિરંકુશ શૃંગાર છે. એક પાસથી અત્યંત વિરક્તિની અને બીજી પાસથી અત્યંત શૃંગારની ભાવનાઓને એકત્ર કરવામાં આ ગ્રન્થોનું પ્રયોજન સામાન્ય દૃષ્ટિએ અગમ્ય લાગે છે અને એ દૃષ્ટિ એવા ગ્રન્થોને આધારે અને એ ગ્રન્થોને સાધનભૂત કરી પ્રવર્તેલા ધર્મનો તિરસ્કાર કરે અને તેનાં છિદ્ર શોધે તે એક રીતે જેમ સ્વાભાવિક છે તેમ જ બીજી રીતે એ દૃષ્ટિને દેખાતા વિરોધને સ્થાને વિરોધાભાસની દૃષ્ટિ રચી એ આભાસના મૂળ સ્થાનમાં રહેલાં તત્ત્વ શોધવાં એ ન્યાયબુદ્ધિનો ધર્મ છે. દયારામના સ્થૂલ જીવનમાં છિદ્રદૃષ્ટિ દોષ જુએ છે તેવા જ દોષ નરસિંહ મહેતાના જીવનમાં યે એના જીવનસમયે કોઈએ જોયા હશે પણ તે પછીનાં સર્વ શતકોમાં મહેતાનું જીવન કેવળ સાધુતાની અને ભક્તિની મંજૂષા જેવું સર્વત્ર ગણાયું છે. આથી એ કવિએ લખેલા શૃંગારમાં ઉક્ત પ્રકારનો વિરોધાભાસ જ હોવો જોઈએ અને તે શોધી કાઢી એના શૃંગારજાળમાં કેવળ ભક્તિનું અને સાધુતાનું જ સત્ત્વ હોવું જોઈએ એવી ભાવના રાખી આપણે એના લેખોનું તત્ત્વ શોધીશું તો અક્ષરદેહના પરીક્ષકનો ધર્મ નહીં સચવાય એવું કહેવા જેવું નથી.

૮૩. સંપ્રદાયમાં લૌકિક શૃંગારને જ રસાભાસ કહી પ્રેમભક્તિના શૃંગારને જ રસ કહ્યો છે. (શુ સિ. પ્ર. ૭૭.) પરંતુ ભક્તિશૃંગારનું વર્ણન લૌકિક શૃંગારની પરિભાષામાં કરવાની આવશ્યકતા ભક્તકવિઓએ ગણી છે. એ પરિભાષાનાં પડ ફોડી તેની નીચેનો ગુપ્ત ગંગાના નિર્મળ ઝરાના જેવો શુદ્ધ રસ મેળવવાની શક્તિને અભાવે સામાન્ય વાચકો અને શ્રોતાઓ એ પડમાંની માટી જેવા રસાભાસનું

આસ્વાદન કરી લૌકિક શૃંગારની ભાવનાઓનું જ પાન કરે તો તે તેમનો પણ દોષ નથી. સંસારને બોધ કરનાર લેખકોના અને વક્તાઓના શબ્દ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં અદષ્ટ પવન પેઠે પોતાના ગન્ધ અને દુર્ગન્ધ ઉભયને પ્રસારે છે અને એ પવન કોઈને અમૃત થાય છે તો કોઈને વિષ થાય છે. પોતાના શબ્દો સર્વત્ર અમૃતનું કામ કરે અને વિષનુ કામ ન કરે એટલું સર્વ સમર્થ અને સાત્વિક લેખકો અને વક્તાઓ દીર્ઘદષ્ટિથી સાચવી લે તો સંસારનું ઘણું કલ્યાણ થાય. પરંતુ અનેક દેશકાળના સંકર કરનાર આ યુગના પહેલાંના યુગોમાં આવી દીર્ઘદષ્ટિ સુલભ ન હતી. વૈષ્ણવ આદિ અનેક ભક્તિમાર્ગના કવિઓની સ્વમાર્ગીય ભક્તસંઘો ઉપર જ દષ્ટિ હોવાથી આવી દીર્ઘદષ્ટિ તેમને સ્વાભાવિક રીતે પ્રાપ્ત થઈ નથી અને તેમની ભક્તિભાવના વિનાના દેશકાળમાં એમના શબ્દોનુ શ્રવણ પ્રતિકૂલ લાગ્યું છે. એમના બોધનુ આવુ અનિષ્ટ ફલ દષ્ટાંતરૂપ ગણી આપણા યુગના લેખકોએ એવી દીર્ઘદષ્ટિ વાપરવી આવશ્યક છે કે જેના ફલરૂપે હવેના દેશકાળમાં એવાં અનિષ્ટ ફળનાં બીજરૂપ તેઓ થાય નહીં. આટલી દીર્ઘદષ્ટિની ન્યૂનતા આખા અમુક દેશમા કે કાળમાં હોય અને તેમાંથી એક વ્યક્તિને વારસારૂપે પ્રાપ્ત થઈ હોય ત્યારે એ દેશકાળનો દોષ આપણે ભલે કાઢીએ પણ એ વ્યક્તિનો દોષ કાઢવાનું વિશેષ કારણ નથી. દયારામ અને હાફીજનાં કાવ્યોની સરખામણી રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ એ બે કવિઓનાં કાવ્યોમાંથી ઉતારા આપી કરેલી છે. તે સરખામણી પણ એ જ વસ્તુ શીખવે છે કે પોતાના ધર્માદિકની ભાવનાઓને વશ થયેલાં અને ઈશ્વર ઉપરના પ્રેમથી ઉત્કૃષ્ટ થયેલાં કવિહૃદયો પોતાની જ્વાલાઓને જગતની દષ્ટિ પાસે પ્રકટ કરતાં માત્ર પોતાના આંતરાગ્નિને, જ્વાલામુખ પર્વત પેઠે, પોતાનાં શિખરસ્થાનોમાંથી બહાર કાઢવાના અને જગતને તેનું શું ફળ થશે તેના ભાન વિના અત્યંત વેગથી ભભુકાવવાના આવેશ વિના અન્ય વિચારથી ક્વચિત્ જ પ્રેરાય છે. આ દેશમાં તેમ અન્ય દેશોમાં ભક્ત કવિઓના કેટલાક વર્ગની આ સ્થિતિ સાહજિક જણાઈ છે તો તેમના પારમાર્થિક ગુલાબની સુગન્ધ સુરસિક સંગ્રહીત કરી એ ગુલાબના કાંટાઓના થોડાક પોચ વેઠી લેવા અને એ વ્યક્તિઓનો દોષ કાઢી તેમણે આપેલાં રત્ન ફેંકી દેવાં નહીં એમાં જ અક્ષરના વ્યાપારીઓની ચતુરાઈ છે.

## ૧૨. કવિનો શૃંગારરસ

૮૪. ઉક્ત દૃષ્ટિએ દયારામના અક્ષરદેહના દીપનું નિરીક્ષણ કરી હવે આપણે તેમના શૃંગારમય પરિભાષાના વસ્ત્રમાં ઢંકાયેલા અક્ષરદેહનું નિરીક્ષણ આરંભીશું.

૮૫. આસક્તિ, વ્યસન અને તન્મયતા એવા ત્રણ, દશ ભક્તિપ્રકારોમાં વર્ગ છે (ખંડ ૬૧–૬૨). આસક્તિના વ્યાધિ, પ્રલાપ અને આલાપ એવા ત્રણ પ્રકાર છે (ખંડ ૬૨) વ્યસનમાં પાદસેવન અને અર્ચનકાળે જડતા અને મૂર્છના છે (ખંડ ૬૨). વ્યસનાવસ્થામાં અભિલાષબીજ રોપાય છે, અભિલાષની બીજાવસ્થામાં લોકલજ્જા છૂટવા માંડે છે, ભક્તહૃદય સૈરંધ્રીભાવના ધરે છે, અને વન્દનભક્તિમાં અભિલાષ જામે છે (ખંડ ૬૨–૬૩), અભિલાષમાંથી ઉદ્વેગ દાસ્યકાળે થાય છે, તેમાંથી સખ્યકાળે સ્મરણ પ્રકટે છે, અને તેમાંથી આત્મનિવેદનકાળે દગ્રુચિ પ્રગટે છે (ખંડ ૬૨–૬૬), અને એ નિવેદન કરનાર સર્વોત્તમભાવ પ્રિયપુરુષની સ્ત્રી બની સર્વત્ર ટહેલ નાખ્યાં કરે છે (ખંડ ૬૩). એ નવધાભક્તિ પછી દશમા પ્રકારની ભક્તિમાં પ્રેમની પરિપૂર્ણ દશા, તન્મયતા, રસભોગ, અને શાંતિ થાય છે (ખંડ ૬૫), આત્મનિવેદનકાળે પ્રભુ સાથે ચક્ષૂરાગ થાય છે (ખંડ ૬૬), તન્મયતાકાળે તે પરિપાક પામી સ્વરૂપપ્રાકટ્ય અને પ્રેમભોગનો સાક્ષાત્કાર કરાવે છે (ખંડ ૭૩). એક ભક્ત વ્યક્તિને આવું સ્વરૂપપ્રાકટ્ય થાય છે, તેજ અનેક ભક્તોને સાથે લાગું થાય છે ત્યારે "રાસલીલા" મચે છે. શૃંગારશાસ્ત્રની પરિભાષામાં ભક્તિમાર્ગની પદ્ધતિ આવી રીતે સંપ્રદાય પ્રમાણે કવિ સમજાવે છે અને અન્યથા સમજાય છે તેનાં દૃષ્ટાંત શ્રીકૃષ્ણ અને ગોપીઓના સ્પષ્ટાસ્પષ્ટ પ્રસંગો વિસ્તારી ગાય છે, ગાતાંગાતાં પોતાની ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓમાં લીન થઈ તેમનું ઉપમાપણું અને ઉત્પ્રેક્ષાપણું ભૂલી જાય છે, પ્રાકૃત શૃંગારભોગનું વર્ણન કરતા હોય તેમ ભક્તિશૃંગારની કોઈ પણ કોટિમાં ન આવે એવાં શૃંગારસ્થાનોમાં લપસી પડે છે, અને શ્રોતાઓ તેમની પેઠે ભક્તિલીન ન હોય તો તેમને ભ્રાંતિમાં નાંખી ભમાવે એવા ઉદ્‌ગાર કરે છે. એક નાટકશાળાની રંગભૂમિ ઉપરનો એક ખેલાડી નૃસિંહાવતારનો ખેલ ભજવી રહી પડદામાં ગયા પછી પણ પોતાના કૃત્રિમ વેશનું ભાન ન ભૂલતાં ચારે પાસ તરવાર વીંઝતો મટ્યો નહીં એવી વાત છે, તેજ પ્રમાણે ભક્ત કવિઓથી

ભક્તિમાર્ગનાં રૂપકાદિકનાં ગાન આરોપી રહ્યા પછી પણ ગાનના લલકાર ભૂલી જવાતા નથી અને કંઠમાં તેઓ શૂન્ય ગાન કર્યાં કરે છે તેમાં અર્થહીન ગાન પેઠે ભક્તિહીન શૃંગાર ઊભરાયાં કરે છે. આટલા સ્વભાવનિયમ ઉપર દૃષ્ટિ રાખી ભક્ત કવિઓનાં ગાનની તુલના કરીએ તો જ તે તુલના શુદ્ધ થાય.

૮૬. કવિના શૃંગારલેખનો મોટો ભાગ ગરબીઓમાં છે. તેમાં ઉપરના વર્ગીકરણ પ્રમાણેનો ભક્તિશૃંગાર છે તે જોવાનું સાધન એટલું છે કે એની દરેક ગરબી ઉપરના કયા વર્ગમાં આવે છે તે જાણી લેવું અને તે પછી કરવા જેવો વિચાર કરવો. જેમ કે સાસુવહુનો સંવાદ (દ. કા. સં. ૧૯૯ ગરબીઓ ૪૩-૪૪) લોકલજ્જાના ત્યાગના વર્ણનનું દૃષ્ટાંત છે. ભક્ત પોતાના આધિનું વર્ણન મનુષ્યની પાસે ન કરતાં મધુકર પાસે કરે છે કે "પ્રેમની પીડા તે કોને કહીએ, હો મધુકર" ઇત્યાદિ (દ. કા. સં ૧૮૫-૬, ગ. ૧૫-૧૬).

"ઊભા રહો તો કહું વાતડી, બિહારીલાલ,  
તમ માટે ગાળી છે મેં જાતડી; બિ.  
જે દહાડે મળ્યા'તા વનમાં, બિ.  
તે દહાડાની તાલાવેલી તનમાં; બિ.  
વેદના વિરહની તે કયાં ભાખીએ? બિ.  
ભીતરનો ભડકો તે કયાં દાખીએ? બિ.  
ફટકારી સરખી ફરું વનમાં, બિ.  
કળ ના પડે રજનિ–દિનમાં. બિ.

ઇત્યાદિ. દ. કા. સં. ગ. ૪૭.

આમાં વિરહ અને ઉદ્વેગ ઉભય છે વેણુનાદનાં દૃષ્ટાંત મોહક અને રસસંબોધક છે: "વશકરણી છે તારી વાંસળી", "સ્વર સુણતામાં હું તો શુદ્ધિબુદ્ધિ વીસરી", "દરદમાં ગરદ ગઈ છે મળી", (દ. કા. સં. ૧૮૩. ગ. ૧૦) એમાં વાંસળી મોહક છે; "વેણુ મા વાશો મારે આંગણે" "સાસુ કહે છે જાઓ વહુઅર વેણુ વાગી" (દ. કા. સં. ૧૮૪, ગ. ૧૧) એમાં વાંસળીનો બોધ સંસારનો વિરોધક છે; "વહાલો મારો કુંજમાં વાય છે વાંસળી રે લોલ, નાદે વેધી છે મારી પાંસળી રે લોલ," "મળવા થઈ છું અતિ આતુરી રે લોલ," "ગોઠતું નથી કંઈ ભુવનમાં રે લોલ," "સખી હાવાં તો

મળી સુખ મહાલીએ રે લોલ," "ધન્ય દહાડો તે અવતારમાં રે લોલ, રમીએ તે શ્રીનંદકુમારમાં રે લોલ," (દ. કા. સં. ૧૯૩ ગ. ૩૧) એમાં વાંસળી મોહક અને ઉદ્‌બોધક ઉભય છે; "વાંસલડી વાજે, સાંજે આજ વાંસલડી વાજે," (દ. કા. સં. ૧૯૫, ગ. ૩૪) એમાં વાંસળીને ગોપી જગવે છે; "રસિયે વગાડી રંગવાંસળી," "વિકળ કરી મને વાલમે વાંકી દષ્ટે રે જોઈ," (દ. કા. સં. ૨૩૧, ગ. ૧૦૩) એમાં ભક્ત ચક્ષુરાગથી અને વેણુનાદથી એમ ઉભયથી આકર્ષાય છે.

"વાંકું મ જોશો વરણાગિયા, જોતાં કાળજે કંઈ થાય," "મોહન મુખડું જોઈ મનડું મોહાય છે," અધર પર નાસિકાનું મોતી આવેલું છે, "તે તે મનડા મારામાં ઝોકાં ખાય છે," "મીઠી મોરલી સુણીને હવે, વણમૂલે સર્વ વેચાય છે," (દ. કા. સં. ૧૮૫, ગ. ૧૩) એમાં ચક્ષુરાગને પ્રધાન રાખી વેણુનાદનું પણ મોહન છે. "વહાલા શાને લોચન લલચાવો? માણીગર, મારે મહોલે આવો," (દ. કા. સં. ૧૯૫, ગ. ૩૫.) એમાં ચક્ષુરાગ છે. અન્યત્ર હરિના સ્વકંઠનો સાદ જનેજ સંભળાય છે અને ભક્તના હૃદયને સંસારમાંથી સૌ દેખતાં બોલાવી હરિસન્મુખ કરે છે: "સાસુ મારી સાંભળતાં મુને શીદ કરો છો સાદ રે?" "ગોળ પોતાને ખૂણે ખાઈએ, કરીએ દીઠેઅદીઠે જી," "જે દહાડાની પ્રીત બંધાણી તે દહાડાની ચરણે વળગી જી," (દ. કા. સં. ૧૮૨, ૧૮૩: ગ. ૮, ૯). અન્યત્ર હરિસ્વરૂપ એજ પ્રયોજનથી પ્રત્યક્ષ થાય છે: "ખરે બપોરે મારે દ્વારે શીદ ઊભા? આઘા રહો, દેખશે સાહેલડી રે," (દ કા. સં. ૧૮૪; ગ. ૧૨.) અન્યત્ર સાક્ષાત્કારપ્રત્યયરૂપ હરિસ્વરૂપ ભક્ત પાસે તેના વ્યવહારપ્રસંગોમાં અચિંત્યું પ્રકટ થઈ એ વ્યવહારના પ્રસંગોમાંથી તેને દૂર કરી હરિસન્મુખતાના વ્યવહારમાં યોજે છે: જેમ કે, "શ્રી જમુનાજીના ઘાટમાં રે લોલ, રોકી રાખી છે મુને વાટમાં રે લોલ," "નણદલ-સહિયરના સાથમાં રે લોલ, તાળી મા દેશો મારા હાથમાં રે લોલ" (દ. કા. સં. ૧૯૨, ગ. ૩૨), "હું જાઉં જલ ભરવા ત્યાં વહાલો પૂઠે પૂઠે આવે, વગર બોલાવ્યો વહાલો બોલું ચલાવે" (દ. કા. સં. ૧૯૮, ગ. ૪૧), "મને કાંઈ કાંઈ કહે છે રે, મારો મારગ રોકી ઊભો રહે છે રે," "ગોકુળથી મથુરામાં જાતાં મારાં દાણ દધિનાં શાને લે છે રે?"

"વૃન્દાવનની કુંજગલનમાં મારો પાલવ શાને ગ્રહે છે રે ?" (દ. કા. સં. ૨૩૨, ગ. ૧૦૪.).

૮૭. એક ભક્તને કૃષ્ણવિરહ થાય છે ત્યારે અન્ય ભક્તમાં એ રમતા હશે એવી કલ્પના કરે છે (દ. કા. સં. ૧૮૮, ગ. ૨૩; ૧૮૯, ગ. ૨૫), અને હરિ પણ ગરજસ્વાદી હશે એવી ઉત્પ્રેક્ષા કરે છે (દ. કા. સં. ૨૧૯. ગ. ૭૫). અનેક ગરબીઓમાં હરિમાં મનુષ્યસ્વભાવનો આરોપ કરી ભક્તહૃદય અનેક કલ્પનાઓ, ઉત્પ્રેક્ષાઓ વગેરે કરે છે. જેમ ભક્ત આમ હરિથી આકર્ષાય છે તેમ હરિ પણ ભક્તથી આકર્ષાય છે, ભક્તનો અનુનય કરે છે, ભક્તને મનાવે છે, અને તેનું શરણ શોધે છે. "દયનો પ્રીતમ કહે હું સમ ખાઉં છું, તું વરતુ મારા કામની" (દ કા. સં. ૧૮૮, ગ. ૨૧), તારે પ્રેમે હું મોહ્યો રાધિકે ! તારા સરખો પ્રેમ કહીં ના જોયો," "અન્ય હતી પણ અર્થ કોનો ન સીધ્યો," "તું તે હું ને હું તે તું, વેદમાં વાણી," "જુગલ છબી દામ દયે ઉર આણી" (દ. કા. સં. ૧૯૦, ગ. ૨૬), "શ્યામા, તું શીદને રિસાઈ રે?", "નયને નીર ભરે છે નટવર, મુખે જપે રાધા જાપ રે" (દ. કા. સં. ૧૯૦-૧, ગ. ૨૭), ઇત્યાદિમાં ભક્તનું અને તેમાં સવિશેષ રાધાનું આકર્ષણ હરિ ઉપર થાય છે.

૮૮. હરિના અને ભક્તના પરસ્પર આકર્ષણને અંતે રસભોગ થાય છે તેને એક સ્થાને કવિ દંપતીના શૃંગારશિખરની પરિભાષામાં વર્ણવે છે (દ. કા. સં. ૧૯૩, ગ. ૩૦), અન્ય સ્થાને તેનાથી થયેલી શાંતિને કથે છે (દ. કા સં. ૧૭૫, ગ. ૪૬), અન્યત્ર અનેક સખીઓના ગરબામાં ભળેલી રાધાને તેમની વચ્ચેથી કુંજગલીમાં લઈ જઈ તે સ્થાનમાંના રસભોગથી "આનંદ સાગર ઊછળ્યો" એ "પવિત્ર ચરિત્ર"ને દાસ બની ગાય છે (દ. કા. સં. ૨૦૬-૭, ગ. ૫૫), અન્યત્ર રાધા પાસે કૃષ્ણરૂપ અને કૃષ્ણ પાસે રાધારૂપ ધરાવી કૃષ્ણનું કાર્ય રાધા પાસે કરાવે છે (દ. કા. સં. ૨૧૬-૧૭, ગ. ૭૧), અને અન્યત્ર મથુરામાંથી કૃષ્ણે મોકલેલા જ્ઞાનીભક્ત ઉદ્ધવના જ્ઞાન કરતાં ગોપીઓના પ્રેમની શ્રેષ્ઠતા દર્શાવવા ઉદ્ધવના દેખતાં સર્વ ગોપિકાઓ સ્વામિનીઓ બની જઈ વાંસલડી સાંભળતાં પ્રેમસમાધિને પામે છે તે પ્રસંગનું વર્ણન કવિ ગોપિકાઓ પાસે તેમના પ્રભુ પાસેના અખંડ અવિરહિત રસભોગનું વર્ણન કરાવે છે કે

"માન્યો મનનો મોહનવર પામિયાં જો,
અમો વેદના વિરહની સહુ વામિયાં જો,
રંગી રસિયો છબીલો છેલડો જો,
નાગર નંદનો કિશોર અલબેલડો જો,
જેને જોવા જોગેશ્વર દેહ દમે જો,
તે તો અમસું અખંડ રંગે રમે જો."

*

"અમારું પદ કો ન પામ્યું કોટિલાખમાં જો;
અમારે ઓછું રહ્યું શું અભિલાખમાં જો?
જીવન જગતનું અમ પાસ આપોઆપ છે જો,
કેવળ પ્રેમ પુરુષનો પ્રતાપ છે જો,
મૂકી, ઉદ્ધવ, અમને તે ક્યાંય જાય ના જો;
બોલ્યું અમારું તમો પરખાય ના જો.
અમો જેને વિયોગે આંસુ પાડીએ જો,
ઉદ્ધવ કહો તો તે પુરુષ દેખાડીએ જો.
ઘડી બેમાં વાંસલડી વાગશે જો,
વહાલો અમ પાસે આવી કાંઈ માગશે જો.
એમ કહેતાં સહુ મને મગ્ન થઈ ગઈ જો,
ઉદ્ધવ જોય છે ને પ્રેમસમાધિ થઈ જો.
મિથ્યા શીદ હું ફૂલું છું જ્ઞાનગાથમાં જો?
હરિ દીસે છે ઈ યોના હાથમાં જો?
પરમ પ્રાણપ્યારી એ અવિનાશની જો,
એ છે સર્વ સ્વામિનીઓ દયા દાસની જો!"

દ. કા. સં. ૧૯૩-૪, ગ. ૩૩.

૮૯. આ સ્થાને કવિએ પ્રેમસમાધિ પામનાર સર્વ ગોપિકાઓને સ્વામિની એટલે રાધા કહી છે. જેનો સ્થૂલ દેહ મથુરામાં હતો તે કૃષ્ણના દેહનો સિદ્ધસાક્ષાત્કાર કેવળ એ ગોપિકાઓને થયેલો વર્ણવ્યો છે એટલું જ નહીં પણ ગોપિકાઓએ ઉદ્ધવને તે સાક્ષાત્કાર કરાવવાનું–" તે પુરુષ દેખાડવાનું "–કહીને પ્રેમસમાધિ લીધી એવું કથ્યું છે, એ પુરુષના દર્શન પહેલાં વેણુનાદનો ક્રમ દર્શાવ્યો છે, અને પ્રેમસમાધિના આવા ફળને લીધે કૃષ્ણ પરોક્ષ

હોવા છતાં તેમને પ્રત્યક્ષ કરવાની શક્તિને લીધે કૃષ્ણનો અને તેમનો સમાગમ તે વર્તમાનમાં જેમ "અખંડ" વગેરે કહ્યો છે તેમ સર્વદા ગોપિકાઓના "હાથમાં" જ કહેલો છે. નવધા ભક્તિ પછીની દશમા પ્રકારની ભક્તિ તે એ પ્રેમસમાધિ જ છે એમ કવિનું હાર્દ છે. એ પ્રેમસમાધિમાં થતા સાક્ષાત્કારના વિષયની વિગત (ખંડ ૭૧) જે હોય તે ખરી પણ ભક્તિનો આ પ્રકાર એક જાતનો યોગ જ છે એવું કવિની દૃષ્ટિમાં સ્પષ્ટ છે. કવિની દૃષ્ટિનું સ્વરૂપ આમ સમજાય છે તો એ દૃષ્ટિમા ઊભરાયેલાં અન્ય ચિત્રો શ્રોતાઓ માટે તે કેવી ભાવનાથી ખડાં કરે છે તે સમજવાને પણ અન્ય સાધનની અપેક્ષા રહેતી નથી. ભક્તિયોગના યોગીને પ્રેમસમાધિ પ્રાપ્ત થતા પહેલાં એ સમાધિનાં પગલાં વેણુનાદના શ્રવણ સાથે સંભળાય છે એવું કવિનું વાક્ય ગોપિકામુખે ઉપર લખેલું છે તે નાદનો ગોગસાથેનો સંબંધ આપણે જોયો છે (ખંડ ૭૫) અને તે નાદથી યોગીની બહિર્મુખ ઇન્દ્રિયો અંતર્મુખ થવા લાગે છે તે વસ્તુમાં ગોપીઓને પોતાના ભણી આકર્ષવાને કૃષ્ણે કરેલા નાદને કવિ ઉલ્લેખે છે. એ નાદથી આકર્ષાઈ ભક્તહૃદય અન્ય સંસાર છોડી કૃષ્ણપ્રયત્નમાં લય પામે છે અને તે લય એ પ્રેમસમાધિ—એ તન્મયતા—એ સંસારમાંથી મૃત્યુ અને અખંડ રસભોગ. આ અવસ્થાનો આનંદ પ્રકટ અને પૂર્ણ ગણી કવિ અન્ય યોગને અને જ્ઞાનને તુચ્છ ગણે છે, અને એ ચિત્રના વર્ણનને માટે કવિ જે ભાષાને યોજે છે તે ભાષા લૌકિક શૃંગારની છે; પણ તેની ભાવના લૌકિક શૃંગારને આવરણરૂપ અને ત્યાજ્ય ગણી (ખંડ ૪૨–૪૯) લૌકિક દેહ વિનાનાં કેવળ ધ્યેયપ્રત્યયરૂપ રાધાકૃષ્ણમાં રમે છે અને એ ધ્યેયસ્વરૂપની સર્વ સામગ્રીને "સાભિપ્રાય" ગણે છે અને તે જ પ્રમાણે એ સ્વરૂપને પણ ગણે છે (ખંડ ૩૪–૩૫). આવી દૃષ્ટિવાળો કવિ પ્રકટ સ્વરૂપનો સાક્ષાત્કાર સંપ્રદાય પ્રમાણેનો (ખંડ ૭૩) કરે છે કે એ સ્વરૂપમાં પણ પોતે જ લખેલા અભિપ્રાય પ્રમાણે સાક્ષાત્કાર કરે છે તે સ્પષ્ટ સમજવાનું સાધન નથી. સંપ્રદાય પ્રમાણેનું એ સ્વરૂપ શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તપ્રદીપના કર્તાએ અલંકારરહિત અને યથાક્ષરાર્થ ગણેલું હોય તો એવા સાક્ષાત્કારપ્રત્યયમાં ખડું થતું ચિત્ર સ્વપ્નના લૌકિક શૃંગારમાં જેવો દોષ ગણીએ તેવા જ દોષનું સ્થાન થાય છે, કારણ તેમાં અસ્પૂલ પણ સચેષ્ટ અવયવોના પ્રત્યય છે. પરંતુ જે ભાવનાના અભિપ્રાયો અને ભાષાનાં અલંકારાદિ સાધનો આપણા

કવિના હૃદયને પ્રદીપ્ત કરે છે તેવી ભાષાનાં જાળ ભેદી એ અભિપ્રાયો પ્રમાણેની ભાવનાઓમાં આવા પ્રકટ સ્વરૂપનો આત્મા જાણી તે આત્માને પ્રેમસમાધિથી પામવાનો ઉદ્દેશ હોય તો તો પ્રેમભક્તિના શિખર સુધી ચઢવાના શ્રમના પ્રમાણમાં ફળનો ઉત્કર્ષ પૂજનીય ગણાવા જેવો છે. જે ઉચ્ચ દૃષ્ટિથી કવિએ નવધા ભક્તિઓનાં સ્થૂલ સ્વરૂપનાં જાળ ભેદી તેમનાં સૂક્ષ્મ મર્મ પ્રકાશ્યાં છે (ખંડ ૫૮-૬૬) તે જ દૃષ્ટિનો ત્યાગ એ નવધા ભક્તિના શિખરરૂપ પ્રેમસમાધિના વિષયમાં કવિ ઉક્ત ચેષ્ટાપ્રત્યયોને સ્વીકારીને, કરતા હોય તો તો કવિને વિષયે આપણે એવું જ કહેવું પડે કે કવિ મહાસાગર તરી જઈ ખાબોચિયામાં ડૂબ્યા અથવા He passed from the Sublime to the ridiculous. આનો ન્યાય હવે કરીશું.

## ૧૩. પ્રેમયોગ અને તેની પરિભાષા

૯૦. દશમા પ્રકારની ભક્તિ, જેને આપણે પ્રેમસમાધિ કહીશું તે નવધા ભક્તિના સર્વ પ્રકારથી કેવી રીતે ભિન્ન છે તે કવિ જણાવે છે કે

"નવધા ખરી, પણ પ્રેમભક્તિતણું બળ છે સત્ય;
તે વિના રસિકચૂડામણિ હરિ વશ ન થાય એ સત્ય.
જ્યમ પુષ્પ નાનાજાતિ પર ટકી મધુપ લે ક્ષણું ગન્ધ,
પણ કમળ વણ બન્ધન ન કપડું એમ સમજ ઉભયસંબન્ધ.
જીતે અજીત, બાંધે અબધ, બળ પાશ અતિશય પ્રેમ,
હરિ ક્રીડામૃગ પ્રેમી કર્યો, ભૂલ્યા વચન શ્રુતિનેમ.
કદી ત્રુટે વજ્રની શૃંખલા, પણ પ્રણયપાશ ન તૂટે,
ત્યાં દયાપ્રીતમ કૃષ્ણને મન એહનું બળ ખૂટે."

ર. વ. ૫૬ ૬૮.

ભગવત્પ્રીતિના દશે પ્રકારમાં સહજપ્રીતિ ક્રમમાં છે તેમાં અને સ્ત્રીપુરુષની સામાન્ય પ્રીતિમાં કવિ એવો ફેર જુએ છે કે

"રૂપ, દ્રવ્ય, ગુણ ત્રણ એ કારણ પ્રીતિ થવાનાં કહાવે,
એ ત્રણ વિકારરહિત સહજ સ્નેહ શ્રીકૃષ્ણને ભાવે.

દ. કા સં. ૬૪. ભક્તિપોષણ, છંદ, ૩૪.

ઉપરના બે ઉતારા એકઠા કરી અર્થ કરીએ તો એવો સાર નીકળે કે (૧) કૃષ્ણપ્રીતિમાં રૂપ, ગુણ, અને દ્રવ્ય એ ત્રણ વિકારો

:રહિત છે, (૨) નવધા ભક્તિથી ક્ષણભોગ છે પણ પ્રેમસમાધિથી સતત -ભોગ છે, અને (૩) પ્રેમસમાધિથી જામેલી પ્રીતિને ત્રોડતાં ભક્તનું અને -સાથે હરિનું પણ બળ ખૂટે એવી દૃઢ એકવાર એ પ્રીતિ બંધાઈ તે બંધાઈ. જે પ્રીતિ કવિમતે આમ રૂપાદિક વિકારોથી રહિત છે તે પ્રીતિના શિખર સમાધિમાં એ વિકારોના પ્રત્યયસાક્ષાત્કાર કવિમતે ઇષ્ટ હોય એ અસંભવિત નથી અને સાક્ષાત્કૃત પ્રત્યય એ વિકારો વિના ગમે તે અન્ય પદાર્થના હોય પણ વિકારોના તો ન જ હોય એ અર્થ ઘટે છે. જે પદાર્થનો ક્ષણભોગ નવધાભક્તિમાં થાય છે તેનો જ સતતભોગ પ્રેમસમાધિમાં થાય છે તો પછી કોઈપણ રૂપાદિરહિત પદાર્થના જેવો એ ક્ષણભોગ તેમ જ સતતભોગ સમજવો ઘટે છે. સ્ત્રીપુરુષના રસ અને ભોગ જાતે અથવા પરબળથી તોડયા ત્રુટે છે તેથી ઊલટી રીતે સતત પ્રભુપ્રેમમાં તન્મયતા જામે છે અને તે તોડવા પ્રભુ પણ અશક્ત છે. વેદાન્તના "**ब्रह्मविद् ब्रह्मैव भवति**" એ વાક્યના બોધ પેઠે પ્રેમરસનો કવિ તન્મયતાના બોધમાં "**रसविद् रस एव भवति**" એવું કહેતો હોય એમ સમજાય છે અને એ સ્થિતિ એક વાર પામેલા જીવ તેમાંથી **न पुनरावर्तते** એમ પણ એ પ્રેમ તોડવામાં પ્રભુની અશક્તિ જણાવતાં બોધે છે. આ સર્વ વિચારતાં કૃષ્ણગોપિકાઓની પ્રેમભાવનાની ગરબી- ઓમાં સ્થૂલશૃંગારના પ્રત્યયો ખડા કરનાર વાક્યોમાં એ પ્રત્યયોને માત્ર અલંકારના અને પરિભાષાના પ્રયોજનથી જ કવિ મૂકે છે એવું સમજાય છે. કેવળ યોગશાસ્ત્રના કવિઓ પણ ભક્તિમાર્ગના જેવી જ પરિભાષા અને અલંકારરચના પોતાના દુર્બોધ અનુભવને પ્રાકૃત મનુષ્યોની બુદ્ધિમાં ઉતારવા માટે યોજે છે એ દૃષ્ટાંત ઉપર દૃષ્ટિ કરીએ છીએ ત્યારે તો આપણા કવિએ પણ તેમ જ કર્યું હોય એવું લાગવાનું કારણ મળે છે. જેમ કે યોગીકવિ ધીરો યોગ- સમાધિ વર્ણવતાં "પ્રકટ પિયુ" નું દર્શન કરાવવા જાય છે કે

"જેને પિયુ મળવાનો પ્રેમ હોય તે આવો દેશ અમારે જો,
આડું અણુવે ઉતારી નાવડું આવે છે આ આરે જો.
દૂર બતાવે નાથને તેને પ્રકટ પાસ દેખાડું જો,
એક સદ્ગુરુની કૃપાવડે તેને બ્રહ્મલોક પહોંચાડું જો.
એક અચરજ મારા દેશમાં ગૌવાં ને સિંહ રમે ભેળાં જો,
અવળાંનાં સવળાં થયાં, કરમદીએ લાગ્યાં કેળાં જો.

એક સદાપૂનમ મારા દેશમાં, અમાસ ભુવન નવ આવે જો,
શીત ને તાપ વ્યાપે નહીં, એક બકરો બળદને ધાવે જો.
એક અમૃતરૂપ મારા દેશમાં તેના ભોગદાર ત્રિપુરારિ જો.
ભરે વારિ દોરીગાગર વિના સુરતા સોહાગણુ પનિહારી જો.
એક અઝડ ઝડે પર્જન્ય પડે, પૃથ્વીનાં પડ રહ્યાં કોરાં જો,
પોઢ્યા હંસરાય ચોગાની ચોતરે તેને અંગે ન અડકે ફેરાં જો.
કંઠ વિના એક ગાય નાયકા, ચરણુ વિના તે ચાલે જો;
એક ધીરસખી પિયુ પાસ રમે, મહાનંદ સુખ મહાલે જો.

૩ બૃ. કા. દો. ૭૭૩.

ધીરોભક્ત પોતાને પ્રભુની પ્રિયા ગણી પ્રભુસાથે રસભોગ વર્ણવે છે અને એ ઉપમા ઉપરાંત સમાધિકાળના પોતાના અને બ્રહ્મના યોગને સામાન્ય લોકબુદ્ધિમાં ઉતારવા ગાયસિંહની, બકરાબળદની, અને ફળ અને ફળભોગી ઈશ્વરની ઉપમાઓ વાપરે છે. સોહમ્ જાપ કરનાર હંસ-જીવ-ની (ખંડ ૭૬) આ સમયની યોગાવસ્થાને પનિહારીના, પર્જન્યના, અને નાયકાનાં દૃષ્ટાંતોથી સમજાવી છે. આવા અનેક અલંકારો અને અનેક દૃષ્ટાંતો વાપરવાને ઠેકાણે પુષ્ટિપથનો કવિ સર્વત્ર કૃષ્ણગોપીના અને કૃષ્ણરાધાના વિહારની પરિભાષા યોજે છે. અનેક દૃષ્ટાંતોથી અને ઉપમાઓથી પરિભાષકના શ્રોતાઓની બુદ્ધિને વિક્ષેપ (ખંડ ૫૦-૫૮) થવાનો સંભવ ગણી તેનો પ્રતીકાર કરવા ઉક્ત પ્રકારની એક જ પરિભાષાને સંપ્રદાયના લેખકો વળગી રહ્યા હોય-એ જ પરિભાષાને પુષ્ટ કરવામાં દૃઢ રહ્યા હોય-એવું અનુમાન ન કરવા જેવું નથી.

૯૨. એ જ પ્રેમસમાધિમાં સાક્ષાત્કૃત થયેલા પ્રત્યયને (ખંડ ૯૨) વર્ણવતી ગોપિકા પાસે નરસિંહ મહેતો ગવડાવે છે કે

"સાંભળ સહિયર, સુરત ધરીને આજ અનુપમ દીઠો રે,
એ જોયો તે જોવા સરખો અમૃતપેં અતિ મીઠો રે.
દૃષ્ટે ન આવે, નિગમ જગાવે, વાણીરહિત વિચારો રે.
સત્ય અનંત જ જેને કહીએ, તે નવધાથી ન્યારો રે;
નવધામાં તો નહીં નરવેડો, દશધામાં દેખાશે રે,
અચવો રસ છે એની પાસે, તે પ્રેમી જનને પાશે રે,
અદ્વૈત બ્રહ્મ અનુપમ લીલા, અસંખ્ય જુગનો એવો રે,

-જોગ જગન જપ તપ મુનિ દુર્લભ માને તેવો મેવો રે.
જ્યાં લગી જયમ છે તમને સમ છે, વધે ઘટે નહીં વહાલો રે,
આવે ના જાયે, જાય ના આવે, નહીં ભર્યો નહીં ઠાલો રે.
પૂર્ણાનંદ પોતે પુરુષોત્તમ અપરમ ગત છે એની રે,
એ પદ ક્ષર અક્ષરની ઉપર તમે જોજો ચિત્તમાં ચેતી રે."
૪ બૃ. કા. દો. ૨૬. પદ ૭.

૯૩. અક્ષરબ્રહ્મથી ઉપર રહેલા પુરષોત્તમ તે આદિકવિ આ સ્થાને જે વિશેષણોથી સમાધિકાળે સાક્ષાત્કૃત વર્ણવે છે તે વિશેષણોને સ્થાને અન્યત્ર જુદી જ ભાષા યોજે છે.

૯૪. એક સ્થાને મહાવાક્યની ખંડ ૧૧૩ માં દર્શાવ્યા પ્રમાણે યોજના કરી આદિકવિ સ્ત્રીભાવનાને સ્વીકારી પોતે કરેલા સાક્ષાત્કારને વર્ણવે છે કે

"નીરખ ને ગગનમાં કોણ ઘૂમી રહ્યો, તે જ હું તે જ હું શબ્દ બોલે!
શ્યામના ચરણમાં ઇચ્છું છું મરણ રે કોઈ અહીંયાં નથી કૃષ્ણ તોલે.
શ્યામશોભા ઘણી, બુદ્ધિ ન શકે કળી, અનંત ઓચ્છવમાં પંથ ભૂલી,
જડ અને ચેતન રસ કરી જાણવો, પકડી પ્રેમે સજીવન મૂળી.
જળહળ જ્યોત ઉદ્યોત રવિકોટમાં, હેમની કોર જ્યાં નીકળે તોલે,
સચ્ચિદાનંદ આનંદ ક્રીડા કરે, સોનાના પારણા માંહી ઝૂલે.
બત્તીવણ,તેલવણ, સૂત્રવણ, જો વળી અચળ ઝળકે સદા અનળ દીવો,
નેત્રવણ નીરખવો, રૂપવણ પરખવો, વણજિહ્વાએ રસ સરસ પીવો.
અકળ અવિનાશ એ, નવ જ જાયે કળ્યો, અરધ ઊરધની માંહી મહાલે,
નરસૈંયા સ્વામી એ સકળ વ્યાપી રહ્યો પ્રેમના તંતમાં સંત ઝાલે."
૪. બૃ. કા. દો. ૨૬ પદ. ૬.

"અરધ ઊરધ"—અધઃ ઊર્ધ્વ—ની માંહી સૂક્ષ્મ પ્રાણાપાન-રૂપ અથવા તેથી પણ સૂક્ષ્મતર આઘાત-પ્રત્યાઘાતમય પ્રવાહ પ્રતિવાહ-રૂપે ખંડ ૭૬ પ્રમાણે મહાલતો અને તે પ્રવાહ-પ્રતિવાહરૂપને પણ પોતાનું સોનાનું પારણું કરી દઈ તેમાં ઝૂલતો નરસિંહનો સ્વામી નરસિંહને પ્રત્યક્ષ થાય છે. ગગનમાં-ચિદાકાશમાં સોહમ્ શબ્દનો સાક્ષાત્કાર એ સ્વામી કરાવે છે તો "રવિકોટ" (અનંત કોટિ સૂર્ય-મંડળો અથવા રવિરૂપ કિલ્લો) રૂપ પારણામાં તેની ક્રીડા પ્રત્યક્ષ થાય છે. એવા અનંત ઉત્સવમાં બુદ્ધિ "પંથ ભૂલી" એવો ઉદ્ગાર કરતો નરસિંહ કહે છે કે આવા સ્વામીને આવી રીતે સંતો પ્રત્યક્ષ

કરે છે તે કાળે એ સ્વામીને "પ્રેમના તંતમાં ઝાલે છે," પ્રેમસમાધિથી ઝાલે છે–તે ઝાલવાથી આ સાક્ષાત્કારને સંતો પામે છે.

૯૫. આ ઉત્સવ જોવાનું સાધન આદિકવિ અન્યત્ર ધ્યાનને ગણે છે. નેત્રને અંતર્વૃત્તિ કરી સુરતા લગાવવી–પતંજલિની ભાષામાં નેત્રલક્ષ્ય અંતઃપ્રત્યયની એકતાનતા કરવી–જેથી નાદ સ્વર અને રૂપ એમ બે ભાવે દેખાશે. પ્રથમ તો મુરલીનો–વેણુનો–નાદ સંભળાશે, તેમાંથી બીજો નાદ પ્રતીત થશે તે સાદ રૂપે સંભળાશે, અને તેની સાથે બીજા અનેક ઝાંઝરી, ઝાલરી, મૃદંગ, ચંગ અને ભેરીના જેવા નાદ પણ એકતાલથી સંભળાવા લાગશે. નાદયોગના આવા અનેક સાક્ષાત્કાર થતાં બીજી પાસથી નેત્રયોગના પ્રત્યયોનો સાક્ષાત્કાર થશે. "બ્રહ્મવ્રજવનવેલી" દેખાશે–બ્રહ્મ એટલે અક્ષરબ્રહ્મ એટલે દયારામે કહેલું કૃષ્ણસદન તે વ્રજવન–તેમાંના વેલાઓ પ્રત્યક્ષ થશે. તેના લલિત કુંજોમાં શ્રીકૃષ્ણ નિત્ય કેલિ કરતા પ્રત્યક્ષ થશે. આદિકવિ પ્રેમસમાધિનું આ ફલ દર્શાવી હજી વધારે બોલે છે કે આ સાક્ષાત્કારકાળે શ્રીકૃષ્ણ "સુરત સંગ્રામમાં" વિલસે છે એવું આ ધ્યાનથી અંતે જણાશે : ૪ બૃ. કા. દો. ૨૪, નરસિંહવિલાસ, પદ ૨. આ "સુરતસંગ્રામ" નામનું કાવ્ય પણ આદિકવિએ રચેલું છે. એ નામના ગ્રામ્ય અર્થનું ભાષાંતર આ દેશકાળ સાંભળી શકે એમ નથી પણ એ અને એવા અન્ય શબ્દોની પરિભાષા જ્યાં લખાઈ છે ત્યાં રહેવા દઈ એ પરિભાષા નીચે ગુપ્ત રહેલાં વિષયરત્નને આપણે તપાસીશું.

૯૬. આદિકવિ એક પ્રસંગ એવો મૂકે છે કે ગોપીએ એ કૃષ્ણને આમંત્રણ કર્યું પણ કૃષ્ણ કહે કે મારા પગે વાગ્યું છે તેથી ચલાય એમ નથી–હાથી હોય તો બેસીને આવું. આ ઉપરથી નવ ગોપિકાઓ એક બીજા ઉપર ગોઠવાઈ ગઈ અને "નવ–નારી–કુંજર" નામે પ્રસિદ્ધ ગજરૂપે આ નારીઓનો ગજ થયો. કૃષ્ણને હજી પણ તેમાં ન્યૂનતા લાગી ત્યારે હાથીની સૂંઢ, દંતૂશળ, અને કુંભસ્થળની રચના રાધાએ પોતાના અવયવોથી હાથીને શિખરસ્થાને કરી અને કૃષ્ણને અંકુશ આપ્યો. તેની સાથે હાથી વાયુવેગથી ચાલ્યો અને કુંજમાં ગયો ત્યાં શ્રીકૃષ્ણે મથુરા જતા પહેલાં છેલ્લી રાસલીલા કરી : ૩ બૃ. કા. દો. ૩૮–૩૯, ગોવિંદગમન, પદ ૨૬–૨૯. આ અંકુશ અને ગજારોહણનું વર્ણન મહેતો કરે છે કે

"કઠિણુમાં કઠિણ, મૃદુમાં મૃદુ, એવો અંકુશ કીધો રે.
સર્વ પ્રેમ ભેગા કરી ઘડિયો, પછી અંકુશ હરિને દીધો રે.
હરિ ન નાસે માટે કરી રચના, પ્રેમભાલા સખી કર લીધા રે'
૩. બૃ. કા. દો. ૩૮.

આમાં નવધાભક્તિસમૂહરૂપ નવ ગોપીઓનો કુંજર હરિના આમંત્રણ માટે અશક્ત નીવડયો. દશમી પ્રેમસમાધિરૂપ રાધા શિખરસ્થાને ચડી ત્યારે જ હરિ તે ઉપર ચડયા, એ ભક્તિસમુચ્ચયની ગતિનો પ્રેરક અંકુશ હરિએ લીધો, અને હરિ પોતે પણ સમાધિના આ સમાધિકાળના સતત યોગમાંથી નાસે નહીં માટે તેમને વશ રાખવા બીજી સખીઓએ પ્રેમભાલા હાથમાં લીધા. આ સતત યોગમાંથી સર્વ મંડળ કુંજવનમાં જઈ રાસલીલામાં યોજાયું એટલે સુધીનું રૂપક સ્પષ્ટ છે. રાધા તે પ્રેમસમાધિકાળની પ્રાપ્તિ–ભક્તિ–એ પણ હવે સ્પષ્ટ છે. એટલા સ્પષ્ટીકરણરૂપ સાધનની બીજી વિગતનું પણ સ્પષ્ટીકરણ થશે.

૯૭. કૃષ્ણરાધાનો એકાંત વિહાર તે પ્રેમસમાધિ પામેલા એક જ ભક્તને સાક્ષાત્કારે પ્રતીત થયેલો ઉક્ત અનંત ઉત્સવ છે. એ પ્રેમસમાધિ એક જ પામે છે ત્યારે તેના ધ્યાનવિધિનો અને તેના ફળનો સાક્ષાત્કાર પણ ઉક્ત પ્રકારથી મહેતે વર્ણવેલો છે. ભક્તિસમુચ્ચયકાળે નવધા ભક્તિના ભક્તોને શિર પ્રેમસમાધિ પામનાર ભક્ત ચડે છે ત્યારે તે સર્વ હરિ સાથે રાસલીલા રમી શકે છે. રાસલીલા એ આવી રીતે સામાજિક ભક્તિની શિખર–ભાવના છે.

૯૮. રાસલીલામાં શ્રીકૃષ્ણ રાધાની અને તેની સખીઓની સાથે રમે છે ત્યારે સુરતસંગ્રામમાં વળી બીજી ભાવના છે નરસિંહનું સુરતસંગ્રામ કાવ્ય ( ૪ બૃ. કા. દો. ૧–૨૩ ) ભક્તોના બે વર્ગ પાડે છે: એક વર્ગ ગોપીઓનો અને બીજો પુરુષ ભક્તોનો. ગોપીવર્ગની સેનાને શિર સેનાપતિનું કામ રાધા કરે છે અને પુરુષભક્તોના સેનાપતિ કૃષ્ણ છે. ગોપીઓ પાસે કૃષ્ણ દાણમાર્ગમાં દાણ માગે છે અને બળાત્કારે લે છે તેને તેમ કરતો અટકાવવા રાધા અને ગોપીઓ વિચાર કરે છે. તે પછી કૃષ્ણ પોતાની સેના સાથે અને રાધા પોતાની સેના સાથે યુદ્ધ કરવા નીકળી પડે છે. યુદ્ધના આરંભ પહેલાં રાધા નરસિંહમહેતાને કૃષ્ણ પાસે વિષ્ટિ કરવા મોકલે છે અને કૃષ્ણ રાધા પાસે જયદેવ કવિને મોકલે છે. નરસિંહ વિષ્ટિમાં ફાવતો નથી પણ કૃષ્ણનો સંદેશો સાવધાનતાથી લઈ પાછો ફરે છે, ત્યારે જયદેવ રાધા પાસેથી કેવળ મોહિત થઈને

પાછો ફરે છે. યુદ્ધમાં ગોપીઓ ફાવે છે પણ કૃષ્ણ મોખરે આવે છે ત્યારે ગોપીઓ હારે છે; પુરુષભક્તો અને કૃષ્ણ ફાવે છે ત્યાં રાધા ગોપીઓની વહારે ચડે છે અને કૃષ્ણ સહિત સૌ પુરુષો હારી જઈ દીન દશામાં આવે છે. રાધાના પક્ષમાં રહેલો નરસિંહ કૃષ્ણને પકડવા લાગે છે. પણ અંતે કૃષ્ણ, બળરામ, અને સુદામો ત્રણ જણ યુદ્ધક્ષેત્ર છોડી નાસી જાય છે અને હરિવદની રાધા "હર હર" ની જય-'ગર્જના કરતી રણસ્થળમાં દેશ સર કરી આવે છે અને ગોપીઓને બોધ કરે છે કે હવે આ દીન થયેલા પુરુષ ગોવાળિયાની સેનાને દુઃખ દેશો નહીં'. ત્યાં આદિકવિ ગાય છે કે

"ગોપ ઉપાધિનો બોધ જે રાધીનો, માનીને સર્વ કોઈ સીધી ચાલી"
બૃ. કા. દો. ૨૩ પદ. ૭૧.

ઉપાધિમાં પડેલા ગોપભક્તોને વધારે નડશો નહીં એવો રાધાનો બોધ થતાં ઉપાધિહીન ગોપીભક્તો યુદ્ધમાંથી વિરત થયા એવો આ બોધનો આશય સમજાય છે. આ યુદ્ધમાં એક પક્ષમાં ઉપાધિવાળા જ્ઞાની ભક્તો કૃષ્ણને શરણે રહેલા છે અને ઉપાધિહીન પ્રેમી ભક્તો રાધાને શરણે રહેલા છે. જયદેવ જ્ઞાની ભક્તો ભણીથી વિષ્ટિ કરે છે. એના ગીતગોવિંદના પ્રથમ શ્લોકમાં એ પોતાની સ્ત્રી પદ્માવતીને ઉદ્દેશી પદ્માવતીચરણચારણચક્રવર્તી લખે છે. એ ચક્રવર્તીપણાને પણ તેની ઉપાધિ ગણતી રાધા તેને કહે છે કે "ધિક્ પદ્મિની કાજ તું દાસ કહાવ્યો! પદ્મિની હઉં અમો!" વગેરે બૃ. કા. દો. ૯ પદ ૨૭). નરસિંહ પોતે તો રાધાના પક્ષમાં છે તેને જ્ઞાનીભક્તની સેનાવાળા બાંધે છે ત્યારે કૃષ્ણ પોતે તેને છોડાવે છે. પ્રેમી ભક્તોને પોતાના પક્ષમાં લઈ પ્રેમસમાધિનું શિખર ચડેલી રાધા અને જ્ઞાની-ભક્તોનો પક્ષ લેનાર કૃષ્ણ એ બેનો સુરતસંગ્રામ નિત્ય મચી રહેલો છે તે સંગ્રામના વિલાસનો પ્રેમસમાધિથી સાક્ષાત્કાર થાય છે એમ નરસિંહ સૂચવે છે: ખંડ ૯૫. નવનારીકુંજરને શિર ચડેલી પ્રેમ-સમાધિરૂપ દશમી ભક્તિરૂપ રાધા એ કુંજરના કુંભસ્થળરૂપ પોતાના અવયવો ઉપર શ્રીકૃષ્ણને અંકુશ આપી બેસાડે છે અને ઘનકુંજમાં જઈ રાસ રમે છે અને તેનું રહસ્ય સમજાવતાં સ્થૂળ શૃંગારની ભાષાને આદિકવિ માત્ર પરિભાષારૂપે જ વાપરે છે એ સ્પષ્ટ કરવા હવે કાંઈ વધારે વિવેચન આવશ્યક નથી.

૯૯. હવે આપણે આપણા પ્રસંગના કવિ દયારામની ભાવનાઓને ચર્ચીશું અને એ ચર્ચામાં આદિકવિની ભાવનાઓને સાધનભૂત કરીશું, કારણ એ આદિકવિને દયારામ પુષ્ટિપથના સિદ્ધાન્તોના બીજરૂપ ગણે છે એવું માનવાનું કારણ આપણે જોઈ ગયા છીએ.

૧૦૦. નવધા ભક્તિ કરતાં દશમી ભક્તિનો ઉત્કર્ષ ઉક્તપ્રકારે આદિકવિ જે કારણથી ગણે છે તે જ કારણ દયારામ આપે છે (ખંડ ૯૦. ૨. વ. પદ. ૬૮). એ ભક્તિને માટે અમુક પ્રકારનો પ્રેમરસ જોઈએ, અને તે પ્રેમરસ અધિકારી જ પામી જીરવી શકે છે· ૨. વ. પદ. ૨૬. ૧ બૃ. કા. દો. ૮૧૦. પદ ૪. બ્રહ્મજ્ઞાન જેમ વેદાંત પ્રમાણે અધિકારીને જ પ્રાપ્ત થાય છે તેમ આ પ્રેમરસ પણ અધિકારી જ પામે છે, અને અનધિકારીઓ મળે તો તેની વાન્તિ કરે છે. જેવી રીતે કોઈ સ્ત્રી પોતાના પતિને છોડી પરાયા નર ઉપર આસક્ત થાય છે, તેનું એને વ્યસન લાગે છે, અને તેને જ એ દેખી રહે છે તે રીતે આવરણરૂપ સંસારને છોડી પ્રભુ માટે આવી વંઠેલી સ્ત્રીના હૃદય જેવું હૃદય કરી નાંખી જાર પરની એ સ્ત્રીના જેવી પ્રીતિ પ્રભુ ઉપર રાખવી. આવી "જારપ્રીતિ" પ્રભુ ઉપર રાખવી કલ્યાણરૂપ છે. (૨. વ. પદ ૮૪) અને સંસારી જારપ્રીત રાખવી એ તો મહાન દોષ અને અનર્થ છે (૧ બૃ. કા. દો. ૮૦૬ ગ ૩.).

"જેમ નટ દગ દોરમાં, પનિહારીનું બેડલા માંહ્ય,
ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રહે ત્યાંનું ત્યાંહ;
તેમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષીવત્ રહેવું,
જગત જાણે એ છે જંજાળી, રાખ હૃદે ત્રિકમશું તાળી."

(દ. કા. સં. ૬૨. ભક્તિપોષણ, કડી ૨૧.)

૧૦૧. કવિની ગરબીઓમાં ગોપીઓને વંઠેલી જેવી, લોકલાજને ન ગણતી, કૃષ્ણ સાથે વ્યભિચારવાસના રાખતી કવિએ પૂરવેગથી ગાઈ છે તેનું મર્મસ્થાન આ ઉપરની વ્યાખ્યાથી સ્પષ્ટ થશે. આ દેશની ભાષામાં યોગીઓ જેને "સુરતા લગાવવી" કહે છે તેવી જ ભક્તિયોગની પરિભાષામાં આ "જારપ્રીત" છે. ભક્તની આ "સુરતા"ની પરિપૂર્ણ દશાથી પ્રેમસમાધિ પ્રાપ્ત થાય છે માટે જ ભક્તિની એ દશાને પહોચેલી ગોપીઓના સંબંધમાં આ પરિભાષા યોજી છે.

૧૦૨. આ જારપ્રીતિરૂપ ભક્તિયોગની યોગિનીઓ પાસે કૃષ્ણ દાણ માગે છે. તેઓ દહીંમાખણ વેચવા જાય છે ત્યારે કૃષ્ણ દહીં માખણના ભાગ લૂંટી લૂંટી ખાય છે ને તેને પોતે લેવાનું દાણ કહીને લે છે. એ દાણની પરિભાષા સમજાવતાં દયારામ કૃષ્ણ પાસે ગોપીઓને કહેવડાવે છે કે

"આપો દધિનું દાણ નાગરી, એ લાગ્યું મમ ચિત્ત;
તમારે કાજે નિત્ય હું ઊભો, અર્પો તન મન વિત્ત.
વૃન્દાવનમાં ધેનુ ચરાવું, માગું ગોરસદાન;
નાના ખેલ સખાસંગ ખેલું, પીયૂષ પીઉં નૃપયાન.
અયિ ગ્વાલની! મહામત્ત વચન એ બોલું કરી વિચાર;
અચલ રાજ્ય ગોવર્ધન મારું, વૃન્દાવન મોઝાર.

*

ચોરી કરું ભક્તના ચિત્તની વળી દધિ નવનીત;
સખાવૃન્દ સૌ મિત્ર અમારા, મહારાજ રજનીત

*

કમળકોશમાં વસે મધુપ ત્યમ ભૂમિ રહું મોરાર.
દૂધ દહીંની નાન અનાવું, વાત કરું ગોપાળ."

૧૩. પ્રા. કા. મા. ૨૩૩.

૧૦૩. યોગની એક અવસ્થામાં ઇન્દ્રિયો અંતર્મુખ થાય છે તે ઇન્દ્રિયોરૂપ ગાયોને શ્રીકૃષ્ણ વેણુનાદથી અંતર્મુખ કરે છે (ખંડ ૭૫) એટલે બહાર દોડી જતી અટકાવી તેમણે અંતર્મુખ રહી ચરવાની ગોચરભૂમિમાં તેમને કૃષ્ણ અને ગોકુળના ગોવાળો ચરાવે છે. એ ગોવાળો વગેરે એમનું સખામંડળ એવી સંજ્ઞા આદિકવિએ જ્ઞાની ભક્તોને આપેલી સમજાય છે (ખંડ ૯૮). એ ગોચરભૂમિનો એક ભાગ ગોવર્ધનગિરિ છે તેને વિષયે શ્રીકૃષ્ણ ઉપરની કડીઓમાં કહે છે કે "અચળ રાજ્ય ગોવર્ધન મારું"—એ ગોવર્ધનની ગોખૂટ સીમાઓમાં રહેનાર તથા આવજાવ કરનાર ઉપર એટલે ઇન્દ્રિયરૂપ ગાયો અંતર્મુખ થઈ ચરે છે તે પ્રદેશમાં-ચિદાકાશમાં-કૃષ્ણનું અચળ રાજ્ય છે. એ ગાયોનું દોહન કરનાર ભક્તો પાસે તેમણે દોહેલા ગોરસનું અને ગોરસના બનેલા પદાર્થોનું દાણ કૃષ્ણ લૂંટીને પણ લે છે અર્થાત્ અંતર્મુખ થયેલી ઇન્દ્રિયોમાંથી ધ્યાન-

વિષય થયેલા પ્રત્યયો-એકાગ્ર વિષયો ( ખંડ ૬૮-૭૦, ૭૨-૭૩ )-વગેરેને પોતાના ભણી આકર્ષી લે છે એ રહસ્યની પરિભાષા સમજાવી કૃષ્ણ ગોપીઓને ઉપર પ્રમાણે કહે છે કે "ચોરી કરું ભક્તના ચિત્તની; વળી દધિ નવનીત." જ્ઞાની ભક્તો જેઓ જગતમાં કૃષ્ણભક્તિના ઉપદેશ કરે છે તેઓ કૃષ્ણના સખાઓ-સખ્યભક્તિથી તેમને મળેલા-છે તેમની સાથે મળી શ્રીકૃષ્ણ પ્રેમી ભક્તોનાં ચિત્ત આમ ચોરી લે છે માટે જ દાણી કૃષ્ણની સેનામાં જ્ઞાની ભક્તોને અને રાધાની દાણ આપનારી સેનામાં પ્રેમી ભક્તોને આદિકવિએ યોજેલા ( ખંડ ૯૮ ) સમજાય છે. એ સેનાઓના સંગ્રામમાં જ્યારે જ્ઞાની ભક્તો હારે છે ત્યારે નવધા ભક્તિવાળા ભક્તો તેમનાં ચિત્ત ચોરે છે, જ્યારે જ્ઞાનીભક્તોમાં કૃષ્ણ સેનાની થાય છે ત્યારે એ ભક્તો જીતે છે ને નવધાભક્તોનાં ચિત્ત લૂંટાય છે, અને જ્યારે રાધા યુદ્ધમાં ચડે છે ત્યારે શ્રીકૃષ્ણસહિત-સર્વ જ્ઞાની ભક્તો હારી નાસી જાય છે-તેમનાં ચિત્તને રાધા લૂંટી લે છે. આ ચિત્તોનાં આકર્ષણ-પ્રત્યાકર્ષણ અને આઘાત-પ્રત્યાઘાતરૂપ સુરતસંગ્રામમાં જ્ઞાનીઓના કૃષ્ણ ઉપર આમ પ્રેમસમાધિને જય મળે છે. દયારામ "કૃષ્ણ"ના "રાધાકાન્ત" રૂપ સ્વરૂપને અને "અક્ષરબ્રહ્મ" સ્વરૂપને જુદાં ગણી અક્ષરબ્રહ્મ સ્વરૂપને કૃષ્ણસદનને નામે ઓળખે છે ત્યારે અક્ષરબ્રહ્મના પણ અંતરમાં-પર ભાગમાં-રાધાકાન્તનું સ્થાન ગણે છે. પણ તેનાં પદો વગેરેમાં ઇશ્વરવાચક શબ્દો વાપરતાં આવા વિવેક કરવા કવિ ભૂલી જાય છે, પણ સામાન્ય રીતે ગોપીઓના સંબંધમાં જ્યારે કૃષ્ણાદિક સંજ્ઞાઓ એ વાપરે છે ત્યારે તેમનાં પ્રિય સ્વરૂપને જ ઉદ્દેશે છે. ઉપર આપેલી કડીઓમાં એ પ્રિયસ્વરૂપને જ ઉદ્દેશેલું છે અને તેને ઉદ્દેશીને કહેલું છે કે કમળકોશમાં મધુકર બિડાય છે તેમ મુરારિનું આ પ્રિયસ્વરૂપ ભૂમિમાં બિડાયું છે એટલે ગોપિકાઓમાં તેનું ચિત્ત બંધાયેલું છે તેથી તે ગોપીઓનાં ચિત્તમાંથી પણ ચોરી કરે છે ને ઉક્ત પ્રકારે દૂધદહીંની નાત બતાવે છે. બાકી અન્ય ઉદ્દેશોને માટે તો એ "પ્રભુદેહ" ધરે છે (૧૯ પ્રા. કા મા. ૨૩૩, કડીઓ ૮૮૭-૮૮૮). એ પ્રભુદેહ-અવતારરૂપ અને ક્ષર-અક્ષર બ્રહ્મરૂપએ સર્વ ભૂમિકાઓના મધ્યબિંદુમાં રાધાકાન્તસ્વરૂપ મધુકર પેઠે રહે છે અને તેમાંથી પ્રેમસમાધિને પામનાર યોગી ભક્તના ધ્યાનબિન્દુમાં એ સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. આ મધ્યબિન્દુમાં રાધાકાન્તના આવા વાસને ઉદ્દેશીને અખિલ-

રૂપના "વામપદમાં બિંદુરૂપે વસે રાધાકાન્ત" (ર. વ. પદ ૧૨; ૪) એવું કવિએ ગાયેલું સમજાય છે. જેવી રીતે માનવાદિક શરીરમાં ઈડાપિંગલા નામની વામદક્ષિણ નાડીઓ છે તેમાં ઇડા અથવા ચન્દ્ર નાડી સ્ત્રીરૂપ છે અને પિંગલા અથવા સૂર્યનાડી પુરુષરૂપ છે તેવાં જ વામ દક્ષિણ અંગ સંપ્રદાયમાં માનેલાં સમજાય છે. જેમ યોગીના ધ્યેય પદાર્થ તેના ધ્યાનબિંદુમાં જણાય છે (ખંડ ૭૧) તેમ રાધાકાન્ત અખિલના વામપદ એટલે વામાંગમાં બિન્દુરૂપે પ્રતીત થાય છે અને એ બિન્દુમાંથી ભક્તિયોગના પ્રેમસમાધિકાળે ભક્તના ધ્યાનબિન્દુમાં એ રાધાકાન્તનો અને તેના વિહારનો સાક્ષાત્કાર થાય છે. આ પ્રમાણેની ભાવના આપણા કવિના ધ્યાનમાં કાંઈક હોય એમ એના સમગ્ર નિરીક્ષણથી લાગે છે.

૧૦૪. રાધાકૃષ્ણના "રૂપ" માં કવિની આવી જ ભાવના જણાય છે. એક પાસથી કવિ ગોપીઓના પ્રેમને "રૂપ" વગેરે વિકારોથી રહિત ગણે છે (ખંડ ૯૦) અને બીજી પાસથી પુરુષોત્તમમાં રૂપનો આરોપ ઈષ્ટ ગણી કહે છે કે તેના "રૂપ વિના કાંઈ નહીં સુખકારી છે" (ર. વ. પદ ૩૨, ૨) અને "રસિકને રૂપ રસાળ પ્રિય" અને "જન દયાપ્રીતમ કૃષ્ણમન મોહના રાધારૂપ" (ર. વ. પદ ૫૬; ૬, ૮). જે રૂપ કવિને ઇષ્ટ નથી તે સ્થૂલરૂપ જે નેત્રાદિક જોઈ શકે છે તે. જે રૂપ કવિને ઇષ્ટ છે તે કવિ "રૂપલીલા" નામના લઘુકાવ્યમાં ચર્ચે છે. કૃષ્ણની જાત અને રૂપ કેવાં છે તે રાધાએ જાણવા ઇચ્છેલું તેના ઉત્તરમાં "જાત જાણતાં જાત જ પામો, રૂપ જાણતાં રૂપભંડાર (૧૩. પ્રા. કા. મા. ૫૧ પદ ૬) અર્થાત્ કૃષ્ણનાં જાત અને રૂપ જાણતાંની સાથે જ રાધા એ જાતનાં અને એ રૂપનાં થઈ જશે—તન્મયતા પામશે. ब्रह्मविद् ब्रह्मैव भवति વાક્યના જેવા જ આશયથી પ્રેમસમાધિથી પ્રેમરૂપ હરિતન્મય થવા નિર્મેલી રાધાને આ ઉપદેશ છે. અથવા ઈશને જોતા પામતાં અનીશ જીવ ઈશનું સામ્ય પામે છે એ દ્વાસુપર્ણા વાળી શ્રુતિને અનુસરી રાધારૂપ ભક્તહૃદય કૃષ્ણરૂપ થઈ જાય છે.*

૧૦૫. આવી જાતની તન્મયતા પામવાનું સ્થાન "સઘનકુંજમાં મનહર શય્યા" છે ત્યાં રાધા જાય તો કૃષ્ણનાં જાત અને રૂપ જાણે

* જુઓ સરસ્વતીચંદ્ર ભાગ ૩, પ્રકરણ ૬. અંતભાગ.

અને તેની જ સાથે તે રૂપ અને જાત પામે: ૧૩ પ્રા. કા. મા. ૫૧-૫૬ ૫. અર્થાત્ બ્રહ્મનાડી અને બ્રહ્મરન્ધ્રાદિક જે સંસ્થાનોમાં યોગી ધ્યાનબિન્દુને પામે છે, જે બિન્દુ યોગી અને તેના ધ્યેયસત્ત્વ ઉપરાંત ત્રીજા સત્ત્વને અગમ્ય છે, જે બિન્દુ રમણીય અને ઘન લતાઓના સમાગમથી રચાયેલા "સઘન કુંજ" જેવા સ્થાનમાં ધ્યાતા અને ધ્યેયના સમાગમ માટે શય્યા પેઠે તૈયાર થઈ રહે છે, તે સ્થાનમાં અને તે બિન્દુમાં રાધાયુક્ત થાય તો નિત્યકૃષ્ણ અખિલના વામપદમાંથી આ ધ્યાનબિન્દુમાં આવી ભક્તને રસભોગ આપે. રાધાકૃષ્ણની રૂપાદિક સામગ્રીને સાભિપ્રાય ગણનાર કવિ ભક્તિયોગના આવા સમાધિસ્થાનનું ચિત્ર આપવા લૌકિકશૃંગારની પરિભાષાને વાપરે છે પણ એ પરિભાષારૂપ માટી નીચે આવી ગુપ્ત ગંગાનો સતત પ્રવાહ છે. આવી જ સઘન શય્યાને "કિલ્લો" (Castle) કહી તેમાં પ્રેમસમાધિ પામનાર પાશ્ચાત્ય યોગિની સેંટ થેરીસાએ દશધાના જેવી સપ્તધા ભક્તિ વર્ણી છે.

૧૦૫. ગોપિકાઓનાં વસ્ત્રહરણના પ્રસંગમાં તેમને સર્વઉપાધિઓથી -સર્વ આવરણથી-મુક્ત કરવાનો આશય છે. કવિએ "સ્વભાવ બદલાવનાર" ગણેલી યમુનાજીમાં સ્નાન કરવા પેઠેલી સ્ત્રીઓને આમ નિવારણ કરવાનું કારણ ભક્તિપોષક હરિના અનુગ્રહ વિના બીજાથી બને એમ નથી એવી ભાવનાવાળા ભાગવતકારને પ્રેમરસના પ્રથમ પાનને માટે આ પરિભાષા જડી. સુવિરક્ત થયેલા જ્ઞાનીને જિજ્ઞાસા અને મુમુક્ષુતાને માર્ગે દોરનાર ગુરુની અપેક્ષા રહે છે; પણ સુવિરક્ત ઉપાધિમુક્ત પ્રેમી ભક્તને હરિ પોતે જ પોતાને માર્ગે પ્રથમ વેણુનાદથી બોલાવે છે, પછી પોતાનું મુખ દેખાડે છે, પછી કંઈક સંભાષણ કરવા જેવું કરે છે, અને ક્રિયાઓથી ભક્તનાં અંતર્મુખ શ્રવણ અને નેત્ર પાસે આંતર પ્રત્યયરૂપે હરિ ઘડીક પ્રત્યક્ષ થઈ ભક્તને લલચાવે છે તો ઘડીક પરોક્ષ થઈ ભક્તને વિરહાતુર કરે છે અને વિરહાતુરની પાસે હરિને સાધવા પુરુષપ્રયત્ન કરાવે છે. જ્યાં સુધી યોગીની ધ્યાનાવસ્થા પરિણામ પામી સમાધિદશાને પામતી નથી ત્યાં સુધી તેના ધ્યાનનું ફળ આવું છિન્નભિન્ન થાય છે. પ્રેમયોગની દશાવાળા ભક્તની આ સર્વ દશાઓ આપણા કવિરાજ સૂક્ષ્મ અનુભવથી વર્ણવે છે અને વિસ્તારે છે ત્યારે એના અનુભવહીન શ્રોતાઓ એની શૃંગ રપરિભાષા વિના અન્ય સમજવાની અશક્તિને લીધે ભ્રાન્ત થાય છે. બાકી કવિ તો આ યોગદશાના ક્રમ સ્પષ્ટ દર્શાવે

છે અને "મહિયારી મળી ચાલી મહી વેચવા "ની ગરબીમાં કવિ ગાય છે કે પ્રથમ તો :

"એવામાં શ્રી ગોવર્ધનની તળેટીમાં
અંતર્યામીએ કીધો મોરલીનાદ જો;
તે પછી ગાય મિષે ગિરિ ચડ્યા ગોપાળજી,
સમજણ પડવા લાંબો કીધો સાદ જો;"

અને સખીઓ આકર્ષાઈ ને

"આવી ત્યાં સહુ જ્યાં અલબેલાજી હતા,
**સામાસામી મળ્યાં નેહનાં નેણ જો;"**

અને તે પછી દાણ માગવાને માટે હરિ રાધાનો પાલવ ઝાલે છે અને એનો માર્ગ રોકે છે: દ. કા. સં. ૧૭૩–૧૭૫ ગ. ૧. રાધા દાણ આપે છે–એનું ચિત્ત ચોરાય છે: દ. કા. સં. ૧૭૫ ગ. ૨. કડી ૧૧. એ કડીમાં એ "જુગલ સ્વરૂપનું એ પવિત્ર ચરિત્ર" ગાઈ પોતાની કૃતાર્થતા ગણે છે. આદિકવિના સુરતસંગ્રામમાં કૃષ્ણને જીતનારી રાધા પાસે આપણો કવિ કૃષ્ણના ચિત્તને ચોરાવે છે અને "સાચું માનની રૂપાળી શ્રી રાધિકા જો" અને "સાંભળ વદન મારું કૃષ્ણ કહે કામિની" એ બે ગરબીઓ (દ. કા. સં. ૧૭૭–૧૮૦; ગ. ૪, ૫) કૃષ્ણ પાસે ગવડાવે છે તેમાં તે રાધાને કહે છે કે

"મારે ઠરવાનો ઠામ તારી જાતડી જો"

*

"ભૂષણ જગતનું હું, તું મારો શૃંગાર છે જો,
આપણ બેનો દાસ દયાને આધાર છે જો."

૧૦૭. સમાધિકાળ સુધીની યોગદશામાં સાક્ષાત્કાર થનાર વિષયના આ પ્રમાણેના ક્રમ વર્ણવતાં ભક્તના અને હરિપ્રત્યયના પરસ્પર આકર્ષણવિધિમાં કવિ અનેક વાગ્વિનોદના મસાલા ઉમેરે છે તો ઘડીમાં પ્રત્યક્ષ અને ઘડીમાં પરોક્ષ થતા સાક્ષાત્કારો (ખંડ ૧૦૬)ના સંબંધમાં હરિને દક્ષિણ નાયકનું રૂપ આપે છે તે સર્વમાં કવિને પોતાનો કવિસ્વભાવ પ્રેરે છે એટલું લક્ષમાં રાખી તેના બાકીના ઉદ્ગારોનું નવનીત પ્રેમપુષ્ટિના રહસ્યથી જ ભરેલાં જાણી ચાખવાનું છે.

૧૦૮. રાસલીલાના લેખ માટે દયારામકૃત કાવ્યસંગ્રહ પૃષ્ઠ ૧૬૮–૧૭૦, ૨૧૭ ( પદ ૭૨ ), ૬૩૧ અને ૬૩૨ વાંચવા જેવાં છે, પરંતુ તે તેમ પ્રેમસમાધિ પામેલા ભક્તના સાક્ષાત્કાર વિષયોના ઉલ્લેખો, આ બે દશાઓના પહેલી દશાઓમાં કવિ જેવા અનુભવના ઉદ્‌ગારો કરે છે તેવા ઉદ્‌ગારોથી લગભગ રહિત છે. આ બે શિખરદશાઓને માટે તો ગુજરાતી સાહિત્યસૃષ્ટિમાં આપણા આદિકવિના જ ઉદ્‌ગારોમાં પરિપાકદશાનાં ચિત્રો છે અને તેના નમૂના આપણે જોયા છે. એ બે કવિઓના અનુભવ, એ એનાં હૃદય, એ બેની જ્વાલાઓ, જ્યાં સુધી લોક ભક્તિરસના આસ્વાદ કરતા ત્યાં સુધી પૂજાતાં અને તેમના કીર્તિદેહ પુરુષોને તેમ સ્ત્રીઓને, વૃદ્ધોને તેમ યુવકોને, પવિત્ર અને પૂજનીય લાગતા. એ કીર્તિદેહના અને અક્ષરદેહના પ્રસાદ એ પૂજકવર્ગને સ્વાદનીય, પથ્ય, અને શ્રેયસ્કર લાગતા. માતાપિતાના અને સ્વામીઓના દેખતાં તેમના શૃંગારપરિભાષાવાળા લેખ સ્ત્રીઓ ગાતી, પણ કવિઓની અને આ સર્વની ભાવનાઓ સમાન વૃત્તિની હોવાથી કોઈને એ સ્ત્રીઓના ગાવાના પદાર્થોમાં કોઈ શબ્દ વર્જ્ય લાગતો ન હતો અને કોઈના શ્રવણમાં કે હૃદયમાં અપવિત્રતા પેસતી ન હતી. કેવળ વત્સલભાવથી ભરેલાં બાળકોના હૃદયમાં પોતાનું વય ગમે તેવું છતાં માતાપિતાના દંપતીભાવવિષયે તર્ક સરખો ઊઠતો નથી અને પોતાના જન્મવિધિના ચિત્રની લેખા પણ તેમની બુદ્ધિમાં દોરાતી નથી તેમ આ બે કવિઓ પોતાના યુગમાં લોકની દૃષ્ટિએ ગુરુરૂપે પૂજનીય વસતા અને તેમના ઉદ્‌ગારોમાં પવિત્ર ભાવનાઓ જ શોધાતી. એ યુગ ગયો અને બીજો યુગ બેઠો છે. ભાવનાને સ્થાને વ્યવહાર, બુદ્ધિ, અને તર્ક પ્રતિષ્ઠા પામ્યાં છે. આવા યુગમાં આ કવિઓના કીર્તિદેહ ધ્વસ્ત થઈ અપકીર્તિદેહ બંધાય નહીં એ જ આ યુગનું ભાગ્ય ગણવા જેવું છે. પણ નવા યુગમાં આ સર્વ સાથે ન્યાયબુદ્ધિનો પણ જન્મ છે અને ભક્તકવિઓની ભાવનાઓ સાંપ્રત યુગમાં રાજ્ય ન કરે પણ તે ભાવનાઓનાં રહસ્ય અને વિસ્તાર સમજ્યા વિના એ કવિઓનાં ગુણગાન કે નિન્દા કરવાથી દૂર રહેવું એટલી ન્યાયબુદ્ધિ પ્રવર્તશે તો ભવિષ્યમાં આપણા પૂર્વજોના પુણ્યસંચયના શોધ થશે તેમાં આ મારા જેવા પ્રયત્ન " ફૂલ નહીં ને ફૂલની પાંખડી " જેટલી પૂજા પેઠે સ્વીકારાય અને આટલા અલ્પ નિરીક્ષણના આરંભ વધારે

સમીક્ષણ આપણા વિદ્વાનો પાસે કરાવે એ આશામાં ગુર્જરસાહિત્યના પોષકો સંમત થશે એવી શ્રદ્ધા છે.

### ૧૪. પ્રેમસમાધિ અને સિંહાવલોકન

૧૦૯. પ્રેમયોગ અને તેની પરિભાષા સમજવાનો પ્રયત્ન આપણે કરી રહ્યા એટલે આપણા કવિનું તે વિષયમાં સત્ત્વ દૃષ્ટિગોચર કરીશું.

૧૧૦. કવિના શૃંગારરસના પ્રકરણમાં ખંડ ૮૪–૮૯ માં આપણે જોયું છે કે રસશાસ્ત્ર, યોગશાસ્ત્ર, ને પ્રેમભક્તિશાસ્ત્ર એ ત્રણેનું મેળવણ કરી કવિએ એક નવું શાસ્ત્ર વિસ્તાર્યું છે. પુષ્ટિમાર્ગના ગ્રન્થો વર્તમાન ગોસ્વામીઓના મન્દિરમાં હશે પણ પ્રસિદ્ધ થયા નથી અને શોધાયા નથી, એટલે તે ગ્રન્થોમાંથી કવિએ કેટલું લીધું છે અને કવિની પોતાની રચના કેટલી છે તેનો વિવેક કરવાનું સાધન મારી પાસે નથી. પરંતુ એ ગ્રન્થો ઉપરાંત કવિના હૃદયમાંથી જ કેટલીક જ્વાલાઓ ઉદ્દભવ્યાનાં અનુમાન કરવાનાં કારણ જ્યાં જણાયાં ત્યાં આપણે જોયાં છે, અને વિશેષ કરીને પ્રેમસમાધિમાં થતા સાક્ષાત્કારના વિષયમાં કવિ પોતાના સંપ્રદાયને નીચે મૂકી જ્ઞાનશક્તિથી ઉપર ચઢવાનું અનુમાન આપણે કાંઈક કર્યું છે. ઉક્ત શાસ્ત્રોના સંમેલનથી જે નિયમોમાં અથવા સિદ્ધાન્તોમાં પોતાના કવિત્વને મેળવી કવિ સ્પષ્ટ કરે છે તેવો ભાગ આદિકવિએ રચેલો નથી. કવિના શૃંગારલેખો એ નિયમોમાં અને સિદ્ધાન્તોમાં દૃષ્ટાન્તરૂપ છે અને એ સર્વના સંબંધ અને અન્વય એકઠા કરી બેસાડવાથી કવિના શક્તિપાતનું જે ચિત્ર ખડું થાય છે તેની કાંઈક રેખાઓ જોવા આપણે પ્રયત્ન કરેલો છે. રાધાકૃષ્ણની પ્રતિમામાં અને યમુના, તુલસી, આદિ સ્થૂલ સામગ્રીઓમાં પ્રકટ વસ્તુ પાછળ ગુપ્ત રહેલા અભિપ્રાયોને કવિ શોધે છે અને એ અભિપ્રાયો પ્રમાણે ભક્ત હૃદયને ઘડે છે. એ પ્રતિમાને બાહ્યધ્યાનવિષયરૂપે કવિ પૂજે છે તો તેને જ અનુસરી કૃષ્ણાવતારના સ્વરૂપને આંતરધ્યાનવિષય કરવાની યોજનાને દર્શાવે છે. આંતરધ્યાનબિન્દુમાંથી નવી યોગપ્રતીતિઓને ઉદ્દભૂત થતી કવિ દેખે છે તેવી ઉત્કટ શૃંગારરૂપે પોતાના કવિત્વમય ઉદ્દગારોમાં ઉતારે છે. અને અંતે પ્રેમસમાધિના વિષયમાં અવગાહન કરવા પ્રયત્ન કરે છે ત્યાંસુધી આદિકવિના લેખોનાં રહસ્ય સમજવાની સામગ્રી દયારામ પૂરી પાડે છે.

૧૧૧. પ્રેમસમાધિના વિષયમાં આ આપણા પ્રાચીન કવિઓમાંના અન્તિમ કવિનું અવગાહન ઉપરઉપરનું છે અને આદિકવિ તે વિષયના મર્મભાગને પહોંચે છે એવું ઉપર મેં સૂચવ્યું છે.

૧૧૨. જે અક્ષરબ્રહ્માદિક સ્થાનોને કૃષ્ણભક્ત કવિઓ "સઘનકુંજ" ને નામે ઓળખે છે (ખંડ ૧૦૫) તેમાં એક ભક્તજીવ એક કૃષ્ણનો સાક્ષાત્કાર પામે છે અને રાધારૂપે કૃષ્ણરૂપ પામે છે (ખંડ ૧૦૩–૧૦૪), તેમાં જ એનું ચિત્ત ચોરાય છે (ખંડ ૧૦૬), તેમાં જ કૃષ્ણને ઠરવાનું એક ઠામ એ રાધા થઈ જાય છે (ખંડ ૧૦૬), તેમાં જ ભક્તિસમુચ્ચયને કાળે કૃષ્ણ ગોપીઓના પ્રેમભાલાથી બંધાય છે અને તેમની સાથે રાસલીલા રમે છે (ખંડ ૯૬–૧૨૩–૧૨૪), તેમાં જ આદિકવિ "અનંત ઉત્સવ" પ્રત્યક્ષ કરે છે અને તેના "પંથમાં" ભૂલે છે અને તેમાં જ એ કવિનો સ્વામી "પ્રેમતંતમાં ઝલાય" છે (ખંડ ૯૩–૯૭), તેમાં જ એ કવિ અનંત અક્ષરાતીતને અનેક યુગો થયાં એવો ને એવો દેખે છે અને તે પ્રેમીજનને અચ્યુત રસ પાય છે ને પીએ છે (ખંડ ૯૨), તેમાં જ યોગી ધીરો પિયુને મળે છે (ખંડ ૯૧), તેમાં જ અજિત અને અબધ હરિનું ભક્તને હાથે બન્ધન અને ભક્તનું હરિને હાથે બન્ધન થતું દયારામ દેખે છે (ખંડ ૯૦), તેમાં જ કૃષ્ણ ગોવર્ધન ઉપર ચડી વેણુનાદ કરે છે, ગોપીઓને સાદ કરી બોલાવે છે, અને તેમની સાથે દક્ષિણ નાયક જેવી ચેષ્ટા કરી "કિતવતા" આદિ આરોપને પાત્ર થાય છે (ખંડ ૧૦૬–૧૦૭)–અને તેમાં જ આદિકવિ ધ્યાનદ્વારા શ્રવણયોગથી રાસલીલાના અનેક અનાહત નાદોને અને નેત્રયોગથી કૃષ્ણની નિત્યકેલિને પ્રત્યક્ષ કરે છે અને તે કેલિમાં શ્રીકૃષ્ણનો સુરતસઆમ (જેનું વર્ણન તેના એક કાવ્યમાં છે, ખંડ ૯૮) પણ એ કવિને પ્રત્યક્ષ થાય છે (ખંડ ૯૫).

૧૧૩. જે ભક્તજીવો આવી સૃષ્ટિમાં વિહાર કર્યો કરે છે તેમની અને અન્ય જીવમાત્રની સૃષ્ટિઓ જુદી છે એવી આપણા કવિએ કરેલી ઉત્પ્રેક્ષા (ખંડ ૧૯) હવે સ્પષ્ટ થાય છે. આ અન્ય જીવો ક્ષરબ્રહ્મમાં વસે છે–તેના અંશ છે–અને ભક્તજીવો અક્ષરબ્રહ્મમાં તેમ નિત્ય કૃષ્ણરૂપમાં વસે છે. ક્ષરબ્રહ્મના જીવો અક્ષરબ્રહ્મરૂપ નિયામક-કારણશક્તિ ઈશ્વરના નિયમમાં છે (ખંડ ૧૮). અક્ષરબ્રહ્મની ચારે પાસે ક્ષર બ્રહ્મ, સૂર્યની આસપાસ તેજ સર્યો કરે તેમ, પ્રવાહરૂપે સર્યો-

કરે છે, અને મધ્યનો સૂર્ય ગોળાકાર દેખાય છે તેથી તેના સ્વરૂપની ભ્રાંતિ થાય છે પણ સ્વરૂપ તો જુદું જ છેઃ ર. વ. પદ ૩૧, ૫, ૬. એ "અક્ષરધામ" અક્ષરતેજ–અક્ષરબ્રહ્મનું સ્વરૂપ કૂટસ્થ છે એથી તેના કૂટ–એરણ–ઉપર–ક્ષરબ્રહ્મ ક્રર્યાં કરે છે પણ તે એરણ એવી ને એવી રહે છે. ર. વ. પદ ૩૧; ૭, શાલિગ્રામની પ્રતિમા આ કૂટસ્થ અક્ષરધામની સાંકેતિક છે, અને એ પ્રતિમાના કોમળ અંતર્ભાગમાં "રાધારમણ"ની સ્થિતિનો સંકેત છે તેમ અક્ષરબ્રહ્મ અથવા કૃષ્ણસદનમાં રાધારમણની પ્રકટતા છેઃ ર. વ. પદ ૩૧; ૭, ૮. રાધારમણ ક્ષર અને અક્ષરબ્રહ્મ મળી "અખિલ" રૂપ થાય છે. કવિ ઘડીકમાં અખિલ ને ઘડીકમાં રાધારમણ ને ઘડીકમાં નટવર તો ઘડીકમાં રસાળ કહે છેઃ (ખંડ ૧૭, ૧૮). તે જે હો તે હો. રાધારમણ ભક્તો સાથે નટક્રીડા કરે છે, શિવ તો દક્ષિણ હિંદુસ્તાનમાં નટેશને નામે જ ઓળખાય છે, શક્તિનું નૃત્ય પણ સુપ્રસિદ્ધ છે, તો ઈશ્વરની સર્વ ભાવનાઓના સરવાળારૂપ 'અખિલ' નટવર ગણાય તો તે પણ સમજાય એવું છે. આપણા કવિની ભાવના સંબંધે આપણે જાણવા માટે એટલું બસ છે કે ક્ષરબ્રહ્મરૂપ આવરણને ભેદી ભક્તસમાજ તેમાંના મધ્ય ભાગમાં બે ભાગે વહેંચાય છે તેમાંનો એક ભાગ જ્ઞાની ભક્તોનો છે તે અક્ષરબ્રહ્મમાં મગ્ન થાય છે અને બીજો ભાગ પ્રેમીભક્તોનો છે તે રાધારમણ એટલે પ્રેમભક્તિના પોષક કૃષ્ણમાં મગ્ન થાય છે.

૧૧૪. ઈશ્વરને જ્ઞાની ભક્તો જ્ઞાનાદિક સાધનોથી પામવા આત્મપ્રયત્ન કરે છે અને એ કૂટસ્થ અક્ષરબ્રહ્મની એરણ ઉપર એક પાસ ક્ષર પદાર્થો ઘડાઈઘડાઈ ખર્યાં કરે છે તો બીજી પાસ જ્ઞાની ભક્તજીવો એ એરણને વળગી રહી તે ઉપરના અક્ષરધામમાં ભળે છે. આથી બીજી રીતે પ્રેમી ભક્તજીવો સાધનહીન હોવા છતાં એ અક્ષરધામના પણ "ધામી પુરુષોત્તમ"માં (ર. વ. પદ ૩૧; ૭) સહજ પ્રેમને બળે આકર્ષાય છે અને એ પુષ્ટિપુરુષોત્તમ તેમની ભક્તિનું પોષણ કરી તેમને પોતાનામાં આકર્ષી લે છે. આથી જેમ ઈશ્વરના નિયામક સ્વરૂપમાં કૂટસ્થભાવના રાખી છે તેમ તેના પ્રેમસ્વરૂપમાં રસાત્મક ભાવના રાખી છે. ઈશ્વરના રસસ્વરૂપનું ધ્યાન કરવાનો વિધિ આદિકવિ દર્શાવે છે કે "જડ અને ચેતન રસ કરી જાણવો પકડી પ્રેમે સજીવનમૂળી": ખંડ ૯૪. હરિની સર્વાત્મભાવનાના એકાગ્ર ધ્યાન સાથે "પિયુની ટહેલ" નાંખવાનો પ્રકાર આત્મનિવેદન ભક્તિમાં દયારામ બતાવે છે તે જ

ભાવનામાંથી તે પછી પ્રેમસમાધિનો આદર થાય છે. એવા જ આશયથી ઉક્ત વાક્યમાં આદિકવિ કહે છે કે જડ અને ચેતન પદાર્થમાત્રમાં રસરૂપ હરિની ભાવના કરવી; અને તે પદાર્થોમાં નવો જીવ આણવાની પ્રેમરૂપ સજીવનમૂળી વાપરવી. આમ કરનારને હરિ રસરૂપે – પ્રેમરૂપે –પ્રત્યક્ષ થાય છે. હરિનું એ સ્વરૂપ એક દેશમાં છે ને બીજા દેશમાં નથી એમ નથી, આજ છે કે કાલ નથી એમ નથી, પણ સર્વ દેશકાળમાં સર્વત્ર સર્વદા–હરિનું એ રસરૂપ પોતાનું કામ કર્યા કરે છે. ઈશ્વરનું અક્ષરબ્રહ્મ સ્વરૂપ નિયામક શક્તિરૂપે જ્ઞાનથી જોવાય છે તેનાથી પણ ઊંડાણમાં આ રસરૂપ નિત્યકૃષ્ણ મૃત્યુ પામેલા અને જીવતા પ્રેમી ભક્તોનાં સૂક્ષ્મ શરીર સાથે નિત્ય વિહાર કર્યાં કરે છે, અને જીવતા ભક્તો પ્રેમસમાધિથી એ વિહારને પ્રત્યક્ષ કરી શકે છે એટલું જ નહીં પણ તેમાં ભાગ પણ લઈ શકે છે. એ વિહાર કેવા કેવા પ્રકારે થાય છે અને તેમાં કેવી કેવી રીતે ભાગ લઈ શકાય છે તે આપણે હમણાં જ જોયું છે (ખંડ ૧૧૨). એ વિહારમાં એક પાસ રસ-શક્તિરૂપ અથવા રસરૂપ કૃષ્ણ હોય છે તો બીજી પાસ આ મૃત્યુ-લોકમાં એ રસશક્તિના અથવા રસના પ્રવાહને આકર્ષે અને તે જોઈ શકનારને આત્મમય–રસમય–કરે એવી શક્તિ પ્રેમી ભક્તોના પ્રેમમાં હોય છે અને ભક્તોને, એ શક્તિસમુચ્ચયને, તેમ જ ભક્તજીવોને પોતાને રસોદ્બોધક શક્તિને નામે દયારામે ઓળખ્યા છે-(ખંડ ૩૪) એ ઉભય શક્તિઓ એકરૂપ છે અને કોઈ વાર રસશક્તિ પ્રધાન દેખાય છે–આકર્ષક દેખાય છે–તો કોઈ વાર રસોદ્બોધક શક્તિ પ્રધાન અને આકર્ષક દેખાય છે. અને તે વાતનું રૂપક કથતાં કવિ કહે છે કે ઘડીમાં રાધા કૃષ્ણ થાય છે અને ઘડીમાં કૃષ્ણ રાધા થઈ જાય છે (ખંડ ૩૪). રાધાકૃષ્ણના શૃંગારમાં આ રૂપકનો વિસ્તાર કરેલો છે તેમાં ભક્ત કવિઓ નિરંકુશ થાય છે; જુઓ દ. કા. સં. ૨૧૭ ગ. ૭૧.

૧૧૫. આપણા કવિએ પોતાની પાંખ કેટલીક ઊંચી ઉડાવી છે તેની તુલના તેના કાળના લોકની સામાન્ય દૃષ્ટિ ઉપર એ પાંખ કેટલે ઊંચે ઊડી હતી તેનું માપ લીધા વિના થાય નહીં. આવું માપ લેવાનો પ્રયત્ન આજના આપણા આરંભથી જુદે માર્ગે અને જુદાં સાધનોથી કરવો પડે માટે આપણે તે પડતો મૂકીશું. કવિના કાળના બીજા કવિઓની પાંખો કરતાં તો કવિની પાંખ ઊંચે ગઈ હતી અને એ કવિઓમાં એની તુલના થઈ શકે એવું કોઈ નામ

નથી. સામાન્ય રીતે એમ કહીએ કે આપણા આદિ કવિ અને આ અન્તિમ કવિ એ બે જણ પોતાના યુગોની વચલા દીર્ઘકાળની બે પાસ ભક્તિમાર્ગનાં જે શિખરો રચી તે ઉપર પોતાનાં સ્થાનક સાચવી બેઠા છે તે શિખરો વચ્ચે તેનાથી અધીં ઊંચાઈનું પણ શિખર કોઈ કવિએ દેખાડ્યું નથી. પ્રેમાનંદાદિક મહાકવિઓ વચ્ચે થઈ ગયા, પણ આ બે ભક્ત કવિઓનાથી તેમના વિષય કેવળ ભિન્ન હતા. આથી માત્ર એક વિષયવાળા આદિ કવિ અને અંતિમ કવિના સત્ત્વની તુલના જ બાકી રહે છે. તેમાં પણ કવિરૂપે એમની તુલના કરવાની નથી, કારણ તેમ કરતાં અતિ વિસ્તાર થાય એમ છે એટલું જ નહીં પણ કેવળ કવિ કરતાં ભક્તકવિરૂપે જ આપણા કવિના અક્ષરદેહનું આપણે નિરીક્ષણ કરેલું છે.

૧૧૬. આટલી તુલનાનો પૂર્વાર્ધ આપણે કરી ગયા છીએ (ખંડ ૧૧૦), અને ઉત્તરાર્ધ બાકી છે તે સંક્ષેપથી કરી લઈશું. પ્રેમસમાધિ એ ઉત્તરાર્ધનો વિષય છે. તેનાં પ્રકરણ આપણે ગણી ગયા છીએ (ખંડ ૧૧૨). તેનું વર્ગીકરણ આ પ્રમાણે થશે.

(૧) આપણાં સંસ્કૃત નાટકોમાં નાન્દી અને સૂત્રધાર–નટીનો દેખાવ શ્રોતાઓને અને દ્રષ્ટાઓને નાટકના પ્રસંગને માટે તૈયાર કરે છે માટે તેને પૂર્વરંગ કહેવામાં આવે છેઃ **पूर्वरङ्गः प्रसङ्गाय नाट्कीयस्य वस्तुनः** ॥ અંગ્રેજી નાટકશાળામાં નાટકારંભ પહેલાં ગાનવાદ્યાદિક પૂર્વરંગને સ્થાને મુકાય છે અને તે પૂર્વરંગ overtures કહેવાય છે. પૂર્વરંગ અથવા overtures સમાપ્ત થાય તેની સાથે નાટકનાં પાત્રને માટે પડદો ઊપડે છે અને નાટક સાંગોપાંગ ભજવવાનો આરંભ થાય છે. આ જ રીતે પ્રેમસમાધિના પૂર્વરંગરૂપે વેણુનાદ, કૃષ્ણસ્વર, વગેરે અનેક રમણીય અનાહત સ્વર પ્રથમ સંભળાવા લાગે છે અને મેઘની ગર્જના મયૂરને ઉન્મુખ કરે તેમ પ્રેમયોગીની વૃત્તિઓને આ પૂર્વરંગ કરે છે. આ જ પૂર્વરંગને, એક યોગી કવિ કોઈ મહારાજાની સવારી આવતા પહેલાં તેનાં નોબત નિશાન સંભળાવા દેખાવા લાગે તેની સાથે સરખાવી કહે છે કે

"દદામાં વાગ્યાં દેવનાં, નાયતણાં નિશાન,
પૂર્વના માઝા મહીં ફરે, નર પહોંચ્યા નિર્વાણ."

નોબત વાગે તેમ વેણુનાદ અને કૃષ્ણસ્વર દૂરથી સંભળાય છે, અને નિશાન દેખાવા લાગે તેમ ચક્ષુને ચમકાવનાર હરિવદન પ્રેમયોગીને પ્રત્યક્ષ થાય છે જેને ઉદ્દેશી આદિકવિ ગાય છે કે

"હળવે હળવે હળવે હરિજી મારે મન્દિર આવ્યા રે."

૧ બૃ. કા. દો. ૨૦. પદ ૨૮.

પરંતુ આ પ્રત્યક્ષતા સતતવાહિની ધારા જેવી હોતી નથી. ધંધાદારી પુરુષને ધંધો કરતાં કરતાં સમાચાર મળ્યા હોય કે ઘેર કોઈ માંદું છે અથવા કોઈ સ્નેહી આવ્યો છે તે ઉપરથી ધંધાનું કામ આટોપી લઈ તે ઘેર જવાનો નિશ્ચય કરે પણ કામ આટોપતાં આટોપતાં વચ્ચે વચ્ચે ગમે તેવે સમયે ઘરનો મંદવાડ અથવા ઘેર આવેલા સ્નેહીનું મુખ સાંભરી આવે, તે જ રીતે પૂર્વરંગકાળે વારેઘડીએ અનુકૂળ તેમ પ્રતિકૂળ સમયે ઢંગધડા વિના હરિમુખનો સાક્ષાત્કાર ભક્ત પામે થાય છે, બંધ થાય છે, અને પાછો થાય છે. તેને પોતાના ભાવી સ્થિર ભાગ્યોદયનું પગલું ગણી આદિકવિ ગાય છે કે

"તું મારે ચાંદલિયે ચોંટ્યો, રાજ, સારા મુહૂર્તમાં સામળિયો;
ક્ષણું એક અળગા ન થાઓ, રાજ, પ્રાણજીવન વર પાતળીઓ.
ખડકીએ જાઉં ત્યારે અડકીને ઊભો, બારીએ જોઉં ત્યારે બેઠો રે,
શેરીએ જાઉં ત્યારે સન્મુખ આવે, વહાલો અમૃતપેં અતિ મીઠો રે,
જમતાં જોઉં ત્યારે જોડે બેઠો, સૂતી જોઉં ત્યારે સેજડીએ રે,
વૃન્દાવનને મારગ જાતાં, આવીને વળગ્યો બેલડીએ રે.
પ્રીત કરે તેની કેડ ન મૂકે, રસ આપે અતિ રસિયો રે,
નરસૈંયાનો સ્વામી ભલે મળિયો, મારા હૃદયકમળમાં વસિયો રે."

બૃ. કા. દો. ૭ પદ ૨૪

સ્થૂલ અવતારી શરીરવડે કૃષ્ણ ગોપીને તેના શ્વશુરગૃહમાં ખડકીએ, બારીએ, શેરીએ, જમતાં અને સૂતાં મળે એવો અસંભાવ્ય અર્થ કરવા કરતાં એ સર્વ ક્રિયાઓને ગોપીના સમાધિના પૂર્વરંગમાં જ સૂક્ષ્મ પ્રત્યયરૂપ સાક્ષાત્કૃત કૃષ્ણ કરે છે એવો એક જ અર્થ અહીં ઘટે છે. દયારામની ગરબીઓ તો પ્રાયશઃ આ પૂર્વરંગના જ પ્રસંગોની છે એમ ગણી તેના રસનું આસ્વાદન કરનારને જ કવિની પ્રેમભક્તિનું શુદ્ધ સ્વરૂપ પ્રતીત થશેઃ જુઓ ખંડ ૧૦૫–૭.

(૨) પ્રેમસમાધિ આમ થયા પછી ભક્ત અમુક પ્રત્યયોનો સાક્ષાત્કાર કેવળ સાક્ષીરૂપે કરે છે: જેમકે તે કૃષ્ણરૂપનો પ્રત્યય પૂર્વરંગની પેઠે ક્ષણદૃષ્ટનષ્ટ ન થતાં સ્થિર થાય છે, અને વિશ્વવ્યાપી અનંત ઉત્સવનો અને અક્ષરાતીત પુરાણપુરુષોત્તમનો સાક્ષાત્કાર થાય છે. હવે અંતિમ કવિના કેટલાક ઉદ્ગારો ઉપર ઉપલક દૃષ્ટિ કરીએ છીએ ત્યારે એવો ભાસ થાય છે કે પૂર્વરંગના જેવો જ માનુષાકાર કૃષ્ણપ્રત્યય સમાધિમાં સ્થિર થાય છે એ વિના પૂર્વરંગના અને સમાધિના આ પ્રત્યય સરખા લેખાયા હશે. એક પાસથી આવો અર્થ કરવામાં આપણે ચર્ચેલો (ખંડ ૮૯) દોષ આવે છે ત્યારે બીજી પાસથી સામાન્ય ભક્તો શિવ, વિષ્ણુ, શક્તિ આદિ અનેક દેવોના સાક્ષાત્કાર કરવાની કથાઓમાં શ્રદ્ધા રાખે છે. આ શ્રદ્ધા છેક પાયાવિનાની છે એમ કહેવાનું કારણ નથી, કારણ કે મૂર્ધંજ્યોતિમાં સંયમ કરવાથી સૂક્ષ્મ શરીરવાળા સિદ્ધો સાથે યોગી વ્યવહાર રાખી શકે છે તે પ્રમાણે આવા દેવસ્વરૂપના પ્રત્યય પણ એવા જ સંયમાદિકથી સાક્ષાત્કૃત કેમ ન થાય? આ વિષયની યોગભાવના આપણે ઉપર (ખંડ ૭૨–૭૩) જોઈ ગયા છીએ તે જ ભાવનાએ લોકશ્રદ્ધામાં રૂપાન્તર પામી દેવયોનિનાં અને પ્રેતયોનિનાં સત્ત્વોના સાક્ષાત્કારની શ્રદ્ધા ઉત્પન્ન કરી દેખાય છે. આપણો પ્રશ્ન એવો છે કે આપણા કવિએ પ્રેમસમાધિના વિષયમાં આ સામાન્ય શ્રદ્ધા સ્વીકારી છે કે કોઈ અન્ય ભાવના સ્વીકારી છે? આ પ્રશ્નના ઉત્તરમાં કાંઈ વિસ્તારથી આપણે ચર્ચા કરેલી છે (ખંડ ૯૯–૧૦૫) અને અખિલના વામપદમાં અધિષ્ઠિત થયેલ રાધાકાન્તનો સાક્ષાત્કાર પ્રેમસમાધિલીન ભક્તને થાય છે. એ રાધાકાન્તનું રૂપ જોતાં જ ભક્ત એ રૂપ પામે છે એ વિના રાધાકાન્તના રૂપની બીજી વ્યાખ્યા નથી. એ રાધાકાન્ત અને ભક્ત વચ્ચે નિત્યકેલિ ચાલી રહી છે તેનો પણ એ ભક્તને સાક્ષાત્કાર થાય છે એટલે સુધીની આપણા કવિની ભાવના આપણને સમજાઈ છે. પરંતુ એ ભાવનાની વધારે વિગત કવિએ આપી નથી અને તે જાણવાનું પ્રત્યક્ષ પ્રમાણ આપણી પાસે નથી.

(૩) જ્યાં આગળ અંતિમ કવિ આમ અટકી પડે છે ત્યાં આગળ આદિકવિ વાયુવેગથી ચાલે છે. શ્રીકૃષ્ણે અર્જુનને વિરાટ

સ્વરૂપ દેખાડ્યું છે અને માતા યશોદાને પોતાના મુખમાં વિશ્વરૂપ દેખાડેલું છે એ જ વિશ્વરૂપનું અનંતકોટિબ્રહ્માંડમય દર્શન યોગદૃષ્ટિને કેવું થાય છે તે અનેક પ્રકારના વિસ્તારથી યોગવાસિષ્ઠમાં અનેક સ્થાનોએ મળી આવે છે અને અનેક તારાગણ ઉપર દૂરદર્શક અને અન્ય યન્ત્રોવડે દૃષ્ટિ કરી પાશ્ચાત્ય શાસ્ત્રશોધકો અવનવાં ચિત્ર આપે છે. આદિકવિનું અનંત ઉત્સવનું ચિત્ર (ખંડ ૯૨–૯૫) થોડા પણ સગર્ભ શબ્દોમાં આપેલું છે. લંબગોળ એવડી ગતિરેખાઓ Orbits–માં ગ્રહગણોની ગતિ એકવાર રેખાના એક અર્ધમાં એક દિશામાં થઈ બીજીવાર બીજા અર્ધમાં એથી ઊલટી દિશામાં થાય છે અને ત્યાંથી ફરી પ્રથમ અર્ધમાં થાય છે અને તેથી એ ગ્રહનું ગતિજીવન સતત ચાલે છે એવી પાશ્ચાત્ય દૃષ્ટિમાં અને "અરધ-ઊરધ"માં મહાલતા અવિનાશ વિષયે આપણા આદિકવિની દૃષ્ટિમાં ઝાઝું અંતર નથી. અવિનાશ વસ્તુનું પારણું તેનું જ્યોતિઃ વગેરેનું આ કવિએ કરેલું મિતાક્ષર પણ ભવ્ય વર્ણન યોગવાસિષ્ઠાદિકમાં આ દેશમાં થયેલાં અને પાશ્ચાત્ય શાસ્ત્રશોધકોને હાથે ઈતર દેશમાં થયેલાં વર્ણનોથી બહુ જુદું પડે એમ નથી. જૂનાગઢની એક ઝૂંપડીમાં રહેનારા આ કવિએ આવું સત્ય વર્ણન કરવાનું સાધન ક્યાંથી પ્રાપ્ત કર્યું તેના ઉત્તરમાં એ પોતે જ કહે છે કે આ અનંત ઉત્સવનો સ્વામી નેત્રાદિક વિના એટલે અંતર્મુખ ઇન્દ્રિયોથી ગગનમાં એટલે ચિદાકાશમાં એટલે કવિના જ યોગદૃષ્ટિના ધ્યાન-બિન્દુસ્થાનમાં ઘૂમી રહેલો પ્રત્યક્ષ થાય છે. એ સ્વામીને એ કવિ "શ્યામ" અને "કૃષ્ણ" નામથી–"અલક્ષ્ય" અર્થવાળી સંજ્ઞાથી ઓળખે છે અને તેના ચરણમાં મરણ-લય-ઇચ્છે છે. પ્રેમસમાધિથી આદિ કવિ આવા ઉત્સવોનો–આવા કૃષ્ણસ્વરૂપનો–સાક્ષી થાય છે. અંતિમ કવિની દૃષ્ટિમાં એવો ચમત્કાર ઊભરાયો નથી. એ જ ઉત્સવની લીલાને અન્ય સ્વરૂપે પણ કંઈક પોતાના શબ્દોમાં તો કંઈક પ્રધાન ઉપનિષદોના શબ્દોમાં આદિકવિ વર્ણવે છે અને રસમય પ્રેમમય સત્ય અનંત અક્ષરાતીત પુરુષોત્તમના "પોતે કરેલા સાક્ષાત્કારનું સુંદર ભવ્ય ચિત્ર એ કવિ આપે છે" (ખંડ ૯૨–૯૫ અને ૧૨૨) તે પણ અંતિમ કવિની જ્વાલાઓમાં પરોક્ષ છે. દયારામ કરતાં આટલી જ્વાલાઓ આદિકવિમાં વિશેષ છે અને તેને લીધે આદિ કવિ પાસે એ અંતિમ કવિ માત્ર શિષ્યસ્થાને બેસવા

યોગ્ય છે. કારણ જાતે મહાભક્ત હોવા છતાં ભક્તિનું આદિકવિએ દીઠેલું પરમ શિખર એ શિષ્ય જોવાને જોવાનું બાકી રહી ગયું છે. તે શિખરનો એ શિષ્ય સાક્ષી થયો હોત તો એની જ્વાલાએ આદિકવિના કરતાં પણ વધારે પ્રદીપ્ત કદાચિત્ થાત.

(૪) પ્રેમયોગી જો ઉક્ત પ્રકારોથી દિવ્ય સ્વરૂપનો માત્ર સાક્ષી થાય છે તો અન્ય પ્રકારોથી એ સ્વરૂપનો ભોક્તા પણ થાય છે. જ્યાં રાધારૂપે ભક્ત કૃષ્ણ પામે છે, અનંત ઉત્સવને પ્રત્યક્ષ કરી તેના પંથમાં ઝૂલે છે, અને પ્રભુને હાથે અચ્યુત રસ પીએ છે (ખંડ ૧૧૨), ત્યાં ભક્ત કેવળ સાક્ષી મટી સાથે સાથે ઉક્ત પ્રકારે સાક્ષિત્વના વિષય થયેલા અનંત ઉત્સવનો અને અક્ષરાતીતનો એ ભક્ત રસભોગ કરે છે. શેલીના પ્રોમીથીયસ અને એશિયાના રસભોગમાં અને આદિકવિના આ રસભોગમાં પ્રત્યક્ષ ફેર બહુ નથી, પણ કેવળ કવિના અને યોગીના આનંદોમાં જે ફેર હોવો જોઈએ તે તો અનિવાર્ય છે. પરંતુ આનંદવૃત્તિ વાણીના શબ્દોમાં પ્રતિબિમ્બિત કરવી તે કામ માત્ર સમર્થ કવિઓ જ કરે છે અને જેટલે અંશે પોતપોતાના અનુભવથી પોતાને થયેલો આનન્દ શબ્દગોચર થવાની આપણે આશા રાખીએ તેટલે અંશે આદિ તેમ અંતિમ કવિ એ આશાને સફળ કરે છે.

(૫) ભક્તહૃદય હરિથી આકર્ષાય છે, ચોરાય છે, લૂંટાય છે, અને બંધાય પણ છે તે માનુષી દશાવાળાથી પણ સમજાય એવી કથા છે. પણ હરિનું હૃદય ભક્તથી આકર્ષાય છે, ચોરાય છે, લૂંટાય છે, અને બંધાય પણ છે એ બોધ તે વિષયના અનુભવથી સાખ્ય થયેલી શ્રદ્ધા વિના સામાન્ય માનવને ગળે ઊતરે એમ નથી. એવી વાતોમાં એવા ભક્તોએ સામાન્ય મનુષ્યોને, ગોપીઓએ ઉદ્ધવને કહ્યું હતું તેમ, કહેવું પડશે કે "બોલ્યું અમારું તમો પરખાય ના જો" (ખંડ ૮૮). પરંતુ એક યોગીનો અનુભવ બીજા યોગીની અનુભવકથાને સાચી પાડી શકે તો ધીરાનો અનુભવ (ખંડ ૯૧) પ્રેમયોગીઓની અનુભવકથાને મળતો જ છે. કૃષ્ણથી ભક્તહૃદય આકર્ષાય છે, ચોરાય છે, બંધાય છે (ખંડ ૧૦૬) તેમ જ કૃષ્ણહૃદય ભક્તથી આકર્ષાય છે, ચોરાય છે, અને બંધાય છે (ખંડ ૧૦૫–૧૦૬ દ. કા. સં. ૧૭૭–૧૮૦ ગ. ૪. ૫; ખંડ ૯૦, ૨. વ. ૫૬ ૬૮) અને પ્રથમઃ

પ્રગથિયેથી પ્રેમસમાધિ સુધી ભક્ત ચડી શકે છે. તેનું એક કારણ ભક્તનો પુરુષપ્રયત્ન છે તો બીજું પ્રભુનો અનુગ્રહ છે. પ્રભુના અનુગ્રહના પ્રવાહને ભક્ત પુરુષ પ્રયત્નથી પોતાના ઉપર ધીમે ધીમે આકર્ષે છે, અને અભ્યાસાદિ બળથી પ્રયત્નબળ વધે છે અને પ્રભુના અનુગ્રહને તે જ ક્રમે વધવું પડે છે અને તે ક્રિયાથી સંપ્રદાયશ્રદ્ધા પ્રમાણે ભક્તિપોષણ થાય છે. એ પોષણની અને અનુગ્રહની સંપૂર્ણ કલા આવી રહે છે ત્યાં ભક્ત જીવન્મુક્ત થાય છે અને દેહ છોડ્યા પછી નિત્યકૃષ્ણ સાથે નિત્યકેલિ કર્યાં કરે છે. રાધાકૃષ્ણના વિહારના આ શિખરસ્થાનમાં દયારામને આવી ભાવના છે, એ ભાવના આ સ્થાન સુધી બેસે છે, અને આદિકવિએ માનેલા એ શિખરસ્થાનમાં એ ભાવના કેવી રીતે બેસતી આવે છે તે શોધન કરવાનો અત્ર અવકાશ નથી.

(૬) આદિકવિના શિખરસ્થાનમાં રાસલીલા વગેરે ભાવનાઓ છે તેમાં ભક્તસમાજ મળી નિત્યકૃષ્ણ સાથે અને પરસ્પર સાથે સમકાલીન ભક્તિયોગ પામવાની ભાવના છે અને તેમાં પણ પરસ્પર આકર્ષણ અને પરસ્પર બંધનની ભાવના અંગીભૂત છે. આદિકવિની આ વિષયમાં ભાવના આપણે જોઈ ગયા છીએ. (ખંડ ૯૬–૯૮.) દયારામની ભાવના આદિકવિના શિખરસ્થાન જેટલી ઊંચી પહોંચી નથી, તો પણ તેમાં ઊંચી ભાવના છે. સામાન્ય દૃષ્ટિએ જોઈએ તો રાસલીલામાં અંગ્રેજોના અથવા ભીલ લોકના સ્ત્રીપુરુષોના ભેગા નૃત્ય કરતાં વિશેષ નથી. આ નર્તકમંડળ ભક્તિભાવની સામાન્ય ઊર્મિઓથી તાલબધ રાખી ઊછળે છે એવી ભાવના ઉમેરીએ તો પણ તેવાં ભક્તમંડળ સર્વ ધર્મોમાં મળી આવે છે અને આપણા આદિકવિનું પણ એવા મંડળમાં જ પ્રમુખ સ્થાન હતું. ભાગવત લખાયું ત્યારથી તે આજ સુધીમાં કૃષ્ણગોપીઓના રાસમાં સોળ સહસ્ર ગોપીઓ વચ્ચે એક જ કૃષ્ણ નાચે છે એટલું જ નહીં પણ એ એક જ કૃષ્ણ પોતાનાં સોળ સહસ્ર શરીરો નિર્માને એકેક શરીર વડે એકેક ગોપી સાથે નૃત્ય કરે છે એટલે એક કૃષ્ણશરીરના વામદક્ષિણ ભાગે જુદી જુદી મળી બે ગોપીઓ રહે છે અને પ્રત્યેક ગોપીની બે પાસ બે કૃષ્ણશરીર રહે છે. કૃષ્ણ પોતાના યોગબળથી કે ઐશ્વર્યથી આટલાં રૂપ ધરે છે. અવતારી કૃષ્ણે યોગબળથી અનેક શરીર ધર્યાં હોય તો તેવો પ્રભાવ યોગસિદ્ધિઓમાં આવી જાય છે. દેહત્યાગ પછી પ્રેમી ભક્તોનાં સૂક્ષ્મ શરીરો જીવાત્માઓ-રૂપે ભિન્ન ભિન્ન રહી વ્યાપક નિત્યકૃષ્ણના રસરૂપને પોતપોતાની વચ્ચે

સરી જતું દેખતાં હોય અને તે સર્વનો અનંત. કાળ રાસ મચી રહેતો હોય એવી ભાવના પણ સમજાય એવી છે. પાશ્ચાત્ય શાસ્ત્રનું એક સર્વવ્યાપી ઈથર (Ether) અસંખ્ય પરમાણુઓના અંતરાલ ભાગોમાં સરી જઈ એક છતાં અસંખ્ય ભાગમય દેખાઈ એ અસંખ્ય પરમાણુઓને નચાવી જાતે તેમના ભેગું તેમને વળગી નૃત્ય કર્યા કરે છે અને તે નૃત્ય અનાદિ અનંત છે એ ચમત્કાર અનંત ઉત્સવના સાક્ષી આદિ-કવિએ અનાદિ રાસલીલાને નામે વર્ણવ્યો છે એવો પક્ષવાદ કરનાર કોઈ મળે તો તેનો ઉત્તરપક્ષ પણ સહસા થાય એમ નથી. દયારામનાં વાક્ય આ અનાદિ અનંત પરમાણુરાસને લાગુ પડે એવાં છે; બાકી તે લાગુ પાડવા જેવી ભાવના એ કવિના લેખમાં કે હૃદયમાં છે એવો આશય નથી જ; કારણ ગોપીઓમાં એ કવિ માત્ર ભક્તભાવના દેખે છે, અને એ ભાવના સિદ્ધ કરી શુકદેવ અને ચરણદાસ જેવા ભક્તો તેમ શિવજી પોતે પણ ગોપીરૂપ ધારણ કરીને જ રાસલીલાના સાક્ષી બની શક્યા છે એવી કથાઓ સ્થૂલ વૃન્દાવનમાં હજી શ્રવણગોચર થાય છે.

"એક એક ગોપી વચ્ચે નાથને રે નીરખે રૂડી પેરે પાસ
માંહોમાંહિ ભરાવી બાથને રે કહે કહો કેમ જઈએ ઘેર ?
વચમાં લીધા વળી નાથને રે રૂપ જુએ રૂડી પેર"
દ. કા. સં. ૧૬૯, રાસલીલા.

રાસકાળે ગોપી "રૂપ" જુએ છે તે રૂપની વ્યાખ્યા દયારામે જ આપેલી આપણે જોઈ છે (ખંડ ૧૦૪). તે પ્રમાણે રાસમાં મળેલી સર્વ ગોપી કૃષ્ણને જોતાં કૃષ્ણરૂપ બને છે. ભાગવતકારના રાસમાં સર્વ ગોપીઓ સૂક્ષ્મ દેહોથી ગયાનો ધ્વનિ છે. દયારામ કહે છે કે એ સર્વ પોતાના સ્વામીઓની સંમતિથી ગઈ હતી અને તેમાંની માત્ર એકને એના રિસાળ સ્વામીએ સંમતિ આપી નહીં તે સૂક્ષ્મ શરીર

"રીસ તજી ન રિસાળવે રે, દીન ગઈ દીનાનાથ,
સર્વે પહેલી જઈ તે મળી રે, તેની દેહ પડી ઘરમાંહ્ય.
મોહનજીના અંગમાં જઈ મળી રે, થાય અચરજ સહુ ત્યાંય."
દ. કા. સં. ૧૬૯. રાસલીલા.

૧૧૮. રાસલીલાની રાત્રિને ભાગવતકાર બ્રહ્મરાત્રિ કહે છે. તેને વિષયે દયારામ ગાય છે કે તે દિવસ રાત્રિ "સર્દમાસ પૂનમકા થા" અને તે ગોપીઓને પૂર્ણાનંદ આપવા

"છે મહિનેકી નિસા બનાઈ
જબ રાસ બાસ સુખ પાઈ"
દ. કા. સં. ૬૩૨. ગ. ૯૮

એ ગોપીઓમાંની એક કિરતાલ બજાવે છે, બીજી કરતાલ બજાવે છે, ત્રીજી ગાય છે, ચોથી નૃત્ય કરે છે, પાંચમી સારંગીસુર વગાડે છે, છઠ્ઠી નાથને કંઠે કર નાંખે છે, અને કેટલીક તો "દો દો સખી મિલ ફેરે ફૂદડી, દો દો બીચ રહે બનમાલી." સ્થૂલ વૃન્દાવનના લલિત ત્રકિશોરના મન્દિરમાં આવી અનેક ક્રીડાઓમાં મગ્ન ગોપીઓને ચિત્રોમાં ને શિલ્પકાર્યમાં મૂર્ત કરી છે. આવા આવા હરિના અનેક ખ્યાલ જોઈ આનંદમાં આવી જઈ કવિ ઉદ્‌ગાર કરી ઊઠે છે કે

"સુરનર મુનિવર દેખ દંગ ભયે,
એસે, પ્રભુ તુમ હો ખ્યાલી!"
દ. કા. સં. ૬૩૨ ગ. ૯૮.

ધ્રુવ નીચેના પ્રદેશમાં ૭ માસની એક રાત્રિ હોય છે તેમાં જ્યારે શુકલપક્ષ હોય છે ત્યારે ત્યાં છએ માસ પૂર્ણ ચંદ્ર આકાશમાં પ્રકાશે છે ને તેની આસપાસ બાકીના ત્યાંના આકાશમાં ચંદ્ર અને તારાગણ ફૂદડી જેવું નૃત્ય કર્યાં કરે છે, અને કેટલાક પાશ્ચાત્ય કવિઓએ તારાઓમાં (Music of the spheres) તારાગણનું સંગીત થતું ઉત્પ્રેક્ષેલું છે. અનેક આકારોવાળા વ્યૂહ રચી એ તારાઓ આપણે શિર માત્ર ધીમી નદીના પ્રવાહ પેઠે વહે છે તે ધ્રુવ આગળ ચક્રગતિમાં ફરે છે. ૭ માસની એ ધ્રુવસ્થાનની રાત્રિના આ તારાઓનાં ગાન અને નૃત્યને બધી રીતે લાગુ પડે એવું આપણા કવિનું રાસવર્ણન છે. "ખ્યાલી" પ્રભુએ પ્રેમયોગના અભ્યાસી "ખ્યાલી" કવિની યોગ-દૃષ્ટિ પાસે આવો "ખ્યાલ" જોવડાવ્યો અને તેના પ્રેમી હૃદય પાસે ગવડાવ્યો હોય એવો ખ્યાલ આપણે પણ કરીએ તો કાંઈ અનુચિત નહીં થાય. બાકી રસરૂપ અને રસોદ્‌બોધક શક્તિના અને તે સાભિપ્રાય સામગ્રીઓના રસિક કવિરાજની રાસસંબંધી ભાવના જોયા પછી રાધાગોપીઓના વૃન્દરૂપ રસોદ્‌બોધક શક્તિના સિદ્ધાસિદ્ધ ભક્તોરૂપ જીવ-અણુઓનો અને એક રસરૂપ નિત્યકૃષ્ણનો "ઈથર" અને પરમાણુઓના જેવો સતત રાસ કવિની ભાવનામાં કેવે રૂપે ખડો થયો હશે તેનું ચિત્ર ભક્તિરસિક ચતુર પુરુષો જાતે જ પ્રત્યક્ષ કરી શકશે.

નડિયાદ–દેસાઈનો
પાંડીઆ બાગ.
૧૨–૪–૧૯૦૬.

# નવલરામની જીવનકથા

ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

પ્રકાશક
ફાર્બસ ગુજરાતી સભા : મુંબઈ

મુખ્ય વિક્રેતા
એન. એમ. ત્રિપાઠી પ્રાઈવેટ લિમિટેડ
પ્રિન્સેસ સ્ટ્રીટ : મુંબઈ-૨

સ્વતંત્ર પુસ્તકાકારે
પ્રથમ આવૃત્તિ
ઈ. સ. ૧૯૫૭
વિ. સં. ૨૦૧૪

એક રૂપિયો

મુદ્રક :
મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટિંગ પ્રેસ
ઘીકાંટારોડ
અમદાવાદ.

પ્રકાશક
પ્રવીણચન્દ્ર જી. રૂપારેલ
સહાયક મંત્રી
ફાર્બસ ગુજરાતી સભા
૩૬૫, વિઠ્ઠલભાઈ પટેલ રોડ
મુંબઈ–૪

# નિવેદન

ગુજરાતી સાહિત્યના પ્રથમ વિવેચક સદ્દગત શ્રી. નવલરામ લક્ષ્મીરામ પંડ્યાનાં લખાણોનું નવલ-ગ્રંથાવલિના ચાર ભાગમાં વર્ગીકરણ અને સંપાદન કરી, સ્વ. શ્રી. ગોવર્ધનરામભાઈએ તેમનું તર્પણ કર્યું હતું અને તેના આરંભમાં તેમનું અભ્યાસપૂર્ણ જીવનચરિત્ર પણ જાતે લખીને સામેલ કર્યું હતું.

નવલ ગ્રંથાવલિના એ ચારેય ભાગ હવે તો અપ્રાપ્ય બની ચૂક્યા છે. તેથી તેમની જીવનકથા અહીં સ્વતંત્ર રૂપે પહેલી વાર પ્રગટ કરવામાં આવે છે. આશા છે કે ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને એ ઉપયોગી થઈ પડશે.

—પ્રકાશક

## નવલ ગ્રંથાવલિની
# પ્રસ્તાવના

રા. રા. નવલરામ લક્ષ્મીરામના કુટુંબ તરફથી તેમના આશ્રિત રા. હરિલાલ વલ્લભરામે નવલરામભાઈના ગ્રંથોનો સંગ્રહ છપાવવા વિષે મારો અભિપ્રાય પૂછ્યો અને સહાયતા માગી. દ્રવ્યની સહાયતાની તો તેમને જરૂર ન હતી, કારણ આ કાર્યમાં જેટલું ખરચ થાય એટલું પિતાએ મૂકેલા દ્રવ્યથી ખરચવું એ નવલરામભાઈના ચિરંજીવ ધીમતરામ પોતાનો ધર્મ સમજે છે. માત્ર ગ્રંથોની વ્યવસ્થા વગેરેમાં જ સહાયતા જોઈતી હતી. આવા લોકપ્રિય, વિદ્વાન, બુદ્ધિમાન, ઉત્સાહી, અને ઉદ્યોગી ગ્રંથકારને તેના મરણ પછી કોઈ પણ ગ્રંથકાર આવી સહાયતા આપે તો એ એક બન્ધુકૃત્ય છે એમ જાણી, અવકાશ કમી હોવા છતાં પણ આ બન્ધુકૃત્ય કરવું મેં સ્વીકાર્યું છે, અને તે વિશેષે કરીને એટલા માટે કે રા. હરિલાલે આવી સહાયતા જ્યાં જ્યાં માગી ત્યાં ત્યાં નિષ્ફળ થયા અને નિરાશ થઈ વધારે સહાયતા માગવી મૂકી દેત તો ગુજરાતી સાક્ષરવર્ગને શિર મોટો કૃતઘ્નતા દોષ આરોપાત. બીજા કોઈએ આ સહાયતા આપવાનું માથે લીધું હોત તો મારે વધારે આનંદ પામવાનું કારણ એટલા માટે હતું કે મારાથી કેટલીક જાતની સહાયતા આ કાર્યમાં આપી શકાઈ નથી અને તે આપનાર મળત તો વધારે સારું થાત.

રા. નવલરામનો પ્રથમ ગ્રંથ સન ૧૮૬૭માં પ્રસિદ્ધ થયો ત્યારથી તે તેમની આખર સુધીમાં પોતાના નામથી અથવા નામ વિના જે જે છુટક ગ્રંથો બહાર પાડ્યા છે તે સિવાય ગુજરાત શાળાપત્ર તથા બીજાં પત્રોમાં તેમનું પ્રાસંગિક લખાણ છે. સિવાય ૧૮૬૬ પહેલાંનું અને પછીનું એમનું ઘણુંક લખાણ છપાવ્યા વિનાનું છે. આ બધું યે લખાણ આ સંગ્રહમાં મૂકવું એ તો નિરર્થક શ્રમ અને ખરચની વાત છે એવું લાગ્યાથી આ સર્વ છાપેલા અને લખેલા લેખને ચાળવાની અગત હતી. લખનારાઓના લેખ માત્રનું કંઈકંઈ પણ પ્રયોજન તો હોય છે, પરંતુ કેટલાંક પ્રયોજન ખાનગી હોય છે, કેટલાંક ક્ષણિક અથવા તત્ક્ષણસંબંધી હોય છે, અને માત્ર થોડાક લેખો ભવિષ્ય ઉદ્દેશી લખાયા હોય છે. જે ગ્રંથો ભવિષ્ય પ્રજાને માટે લખાયેલા નથી અથવા તેને ઉપયોગી નથી એવા ગ્રંથો છપાવવા એ માત્ર ઘણા મોટા ગ્રંથકારોના વારસોને જ યોગ્ય છે, કારણ એવા ગ્રંથકારો સિવાય બીજાની નાની નાની વાતો સાંભળવા જગત અભિલાષી હોતું નથી. આ અને એવા બીજા વિચારોથી આપણા ગ્રંથકારના

લેખોમાંથી નીચેના લેખો આ સંગ્રહમાં રાખ્યા છે અથવા રદ કર્યા છે.

અપ્રસિદ્ધ લેખોમાંથી જેટલા લેખોમાં ગ્રંથકર્તાના મન-સંસારનું અપરોક્ષ પ્રતિબિંબ પડી રહેલું છે તેવા લેખો આ સંગ્રહમાં લીધા છે. આમાંના કેટલાક લેખ અંગ્રેજી-મિશ્રિત છે. સંગ્રહના બીજા ભાગમાં "મનના વિચાર' નામના જુદે જુદે પ્રસંગે લખાયેલા વિષય આનું દૃષ્ટાંત છે.

કેટલાક અપ્રસિદ્ધ લેખો કર્તા હયાત હોત તો છપાવત પણ કંઈ કારણથી છપાવવા રહી ગયેલા હોવા જોઈએ એવા હતા તેને લીધા છે.

બાકીના અપ્રસિદ્ધ લેખો છપાવવા કર્તાએ જ યોગ્ય ધારેલું નહીં અથવા જાણી જોઈ છપાવેલા નહીં અને હાલની પ્રજાને પણ ઉપયોગી નથી એવું સમજી સંગ્રહમાં લીધા નથી.

કર્તા ઘણાં વરસ સુધી "ગુજરાતશાળાપત્ર"ના તંત્રી હતા અને તેમાં તેમનું લખાણ ઘણુંક થયેલું છે, પણ તેમાનો ઘણોક ભાગ વર્તમાનપત્રોના સાધારણ લેખોની પેઠે તત્ક્ષણસંબંધી હતો અને હવે તેમાં કોઈને રસ પડે એમ નથી. કર્તાએ જાતે આ સંગ્રહ છપાવ્યો હોત તો તે બાતલ કર્યા વિના રહેત નહીં અને અંગે પણ તે બાતલ કરવામાં આવ્યો છે.

કેટલાક ગ્રંથોનો "કોપી-રાઈટ" પરહસ્તે ગયેલો છે અને કેટલાક લેખ માત્ર વિદ્યાર્થીઓને વાસ્તે હજી જુદા પ્રસિદ્ધ કરવામાં આવે છે તે પણ આ સંગ્રહમાં લીધા નથી.

બાકીના સર્વ પ્રસિદ્ધ લેખ સંગ્રહમાં દાખલ કર્યા છે અને તેના નીચે પ્રમાણે જુદા જુદા ભાગ કરી જુદા જુદા છપાવ્યા છે.

૧ નાટકો, કાવ્યો, વાર્તાઓ, વગેરે અસલ લેખ અને ભાષાંતર.

૨ "ગ્રંથો, ગ્રંથકારો, અને સાક્ષરચર્ચા" એ નામ બીજા ભાગને આપવામાં આવેલું છે. પ્રથમ ભાગ સર્વ વર્ગના વાંચનારાઓને વાસ્તે છે અને આ બીજા ભાગના વિષય માત્ર વિદ્વાન વર્ગને પ્રિય થશે. નવલરામની કીર્તિ ગ્રંથકાર કરતાં ગ્રંથપરીક્ષક રૂપે વધારે છે, અને તેમની વિદ્વત્તા, બુદ્ધિ, અને સુજનતા તેમણે કરેલી ગ્રંથપરીક્ષાઓમાં સ્પષ્ટ ખીલવા પામી છે. તેમના પ્રસિદ્ધ તેમ અપ્રસિદ્ધ લેખોમાં આપણા નાના તથા મોટા, જૂના તથા નવા, ગ્રંથકારોને યોગ્યતા પ્રમાણે અભિનંદન આપેલું છે અને એ ગ્રંથકારોની ગ્રંથકારતાનું પૃથક્કરણ કરેલું છે. કેટલાક લેખો અમુક ગ્રથકારને ઉદ્દેશી લખેલા નથી પરંતુ તે લેખોનો વિષય તેને લગતો હોવાથી તેને "સાક્ષરચર્ચા"નું નામ

આપી આ ભાગમાં મૂકેલા છે. ગ્રંથકારોને અને ગ્રંથ પરીક્ષકોને આ ભાગમાંથી ઘણુંક જાણવાનું મળી આવશે.

૩ ત્રીજા ભાગમાં શાળોપયોગી લખાણ છે. કેવળ વિદ્યાર્થીઓએ જ નહીં પણ તેમના શિક્ષકોએ પણ લેવાની શિક્ષાના શાસ્ત્ર સંબંધી વિષયો આ ભાગમાં છે. નવલરામની નોકરીની રીત કેવળ વેઠિયાવાડની ન હતી, પરંતુ પોતાનું કામ પ્રીતિથી કરતા હતા, અને નોકરી યોગ્ય રીતે બજાવવા શિક્ષણશાસ્ત્રના નિયમોનું મન્થન કરતા હતા. આ અનુભવ અને ઉદ્યોગનું ફળ આ ભાગમાં ઘણી રીતે સમાયેલું છે.

૪ ચોથા ભાગમાં સામાન્ય જ્ઞાનના વિષયો છે. આ વિષયો ઉપર આપણી ભાષામાં એવા ગ્રંથો નથી. સરકારી સાત ચોપડીઓમાં તેમ શાળાપત્રમાં આ વિષયો વેરાયેલા છે. ગુજરાતી વાંચનારાઓના મોટા ભાગમાં આવું સામાન્ય જ્ઞાન પણ નથી. તેમને વાસ્તે આવા સંગ્રહની ખોટ છે.

આવી રીતે ચાર ભાગમાં રા. નવલરામનાં લખાણનો સંગ્રહ છપાવી પ્રત્યેક ભાગ છૂટો વેચાય તેમ બધા ભાગ ભેગા પણ વેચાય એવી વ્યવસ્થા રાખવામાં આવી છે. એકઠા સંગ્રહ સાથે તેમ પ્રત્યેક છૂટા ભાગની સાથે રા. નવલરામની જીવનકથા અને છબી પણ મૂકવામાં આવી છે.

ગુજરાતી ભાષાની જોડણી સંબંધી જુદા જુદા ગૃહસ્થોના જુદા જુદા વિચાર છે અને રા. નવલરામ પણ જુદી જુદી વયે જુદા જુદા વિચાર રાખતા હતા. તેમનાં લખાણને મારા પોતાના અભિપ્રાયની જોડણી આપવી અયોગ્ય લાગ્યાથી તેમ આ ગ્રંથોના મુદ્રાંકન ઉપર દેખરેખ રાખવાને, અવકાશ ન હોવાથી, અસલ જોડણી જેવી હોય તેવી રાખવાની સૂચના આપી આ મુદ્રાંકન છાપનાર તથા હરિલાલ વલ્લભરામ એ એના હાથમાં રહેવા દીધું છે. તેમણે પોતપોતાના ગજા પ્રમાણે આ કામ ઉપાડી લીધું છે અને તેમનાથી જે ભૂલો રહી ગયેલી છે તે સુધારી લેવી એટલો આશ્રય આપવો એટલું મરનાર ગ્રંથકાર પ્રતિ કરવાનું અભાગથી બાકી રહી ગયેલું બંધુકૃત્ય સુજ્ઞ વાંચનારે જાતે કરી લેવાનું છે.

કેટલાક ગ્રંથોમાં ગ્રંથકારે જાતે ફેરફાર કરી રાખેલા તે ફેરફાર આ સંગ્રહમાં સ્વીકાર્યા છે. મેઘદૂતનો ઘણો ભાગ આવી રીતે ગ્રંથકારે

સુધારેલો છે. ભટના ભોપાળાના કેટલાક ભાગ તો નવા જ લખેલા છે, અને તેમાંથી ઘણોક કાઢી નાંખવા જેટલો ભાગ તેમણે કાઢી નાખેલો છે. છેલ્લાં આઠ દસેક પાનાં આવી રીતે સુધારવાં રહી ગયાં હતાં, તે ભાગ અસલ "મોલિયર"માં ન હતો, ગુજરાતીમાં અપ્રાસંગિક હતો, અને તેમાં પણ ઘણુંક અશ્લીલ હતું. જો તેમનો હાથ આ ભાગ ઉપર ફરી વળ્યો હોત તો ત્યાં આગળ નક્કી કાતર ચલાવત. આ સૌ કારણોથી અને હરિલાલની મારફત ધીમતરામે દર્શાવેલી ઇચ્છાથી આ ભાગ કાઢી નાખવાનું જોખમ મેં વહોર્યું છે, અને તેમ કરવા જતાં છેલ્લી કવિતા અસલ "મોલિયેર"ને મળતી કરવા સારુ તેમજ સ્થાનયોગ્ય કરવા સારુ ફેરવવી પડી છે. આટલા જૂજ ફેરફાર સિવાય બાકીનાં સર્વ લખાણ અને ફેરફાર અક્ષરશઃ કર્તાનાં છે.

બધા વિષયો જે જે વર્ષમાં છપાયેલા અથવા લખાયેલા તે તે વર્ષના ક્રમ પ્રમાણે પ્રત્યેક ભાગમાં ગોઠવ્યા છે. જે વિષયો એ પ્રમાણે ગોઠવવાનું બન્યું નથી તેને ભાગને છેડે મૂક્યા છે. ગો. મા. ત્રિ.



મારા પિતા રા. નવલરામ લક્ષ્મીરામનાં પ્રસિદ્ધ તથા અપ્રસિદ્ધ લખાણોને તેમ તેમની જીવનકથાને વાચકવર્ગ સમક્ષ મૂકવાનું માન આપણા જાણીતા નાગર ગૃહસ્થ રા. ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠીને જ છે. આથી મારા પિતા પ્રતિ મારા શ્રદ્ધાભાવનો અભિલાષ સજીવન રહ્યો છે. એમના જ શબ્દોમાં બોલીએ તો "અરણ્યમાં રહેલા શિવાલયના અપૂજિત પણ પૂજનીય બાણ તરફ શ્રદ્ધાપૂર્વક બંધુકૃત્ય" બતાવી, મરનાર સાથે માત્ર અડધા કલાકની જ મુલાકાત હોવા છતાં, એમનાં છૂટક લખાણો તથા છૂટક ટિપ્પણ તથા કાગળિયાંમાંથી, જે જીવન રા. ત્રિપાઠીએ ધડી કાઢ્યું છે તે જ એમના મહાશ્રમનું પરિફળ છે. વખતની તંગાશને લીધે જીવન જેને સંપૂર્ણ કહીએ તેવું થયું નથી એવું એઓ સાહેબનું જ કહેવું છે. મારા પિતાના મિત્રોમાંથી કોઈએ પણ જીવન લખવા બીડું ઝડપ્યું નહિ અને તેઓ સાહેબોને પત્રદ્વારા પૂછતાં છતાં જવાબ ન મળવાથી અમે રા. ત્રિપાઠી સાહેબને વિશેષ હકીકત આપવા શક્તિમાન થયા નથી. તેને માટે વાચકવૃંદ ક્ષમા કરશે.

ઉપકૃતના ઉમળકાથી હર્ષ પામી ઉદ્ગાર થાય છે કે રા. ગોવર્ધનરામના આ પરોપકારી કૃત્યથી હું હમેશનો એમનો આભારી થયો છું તથા ગુજરાતી સાક્ષરવર્ગના પદપંકજ આગળ આ ગ્રંથાવલી મૂકી શકું છું.

લી૰ ધીમત નવલરામ પંડિત.

# રા. નવલરામ લક્ષ્મીરામની જીવનકથા

કવિ નર્મદાશંકર મરણ પામ્યે થોડા જ કાળ થયો છે, તેમની જીવનકથાના અક્ષરો હજી લીલા છે, અને એટલામાંજ તે અક્ષરોના લખનારની જીવનકથા લખવાનો પ્રસંગ આવે છે એ ઇશ્વરેચ્છાના અનેક ચમત્કારોમાંનો એક છે. એવા ચમત્કારો હૃદયવેધક હોય છે, અને વિચારશીલ જનને વૈરાગ્યના વિચાર સુઝાડે છે. પરંતુ આ સ્થળ તેવા વિચારો કરવાનું નથી; તેમ મરનારના મૃત્યુનો હૃદયવેધક શોક પણ તેની જીવનકથામાં અપ્રાસંગિક છે.

રા. નવલરામના મૃત્યુથી ગુજરાતના સાક્ષરવર્ગના ઇતિહાસનું એક પુસ્તક પૂરું થયું છે, એમ કહીએ તો ચાલે. ત્રીસેક વર્ષ ઉપર મુંબઈમાં બુદ્ધિવર્ધક સભા સ્થપાઈ અને અમદાવાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાયટી અને ધર્મસભા સ્થપાઈ, તે ત્રણે સભાઓમાંથી માસિક ચોપાનિયાં તે સભાઓનાં વાજાં પેઠે વાગવા માંડ્યાં, અમદાવાદમાં કવિ દલપતરામના રાગ નીકળવા માંડ્યા અને તે રાગ ચારે પાસ ઝીલાવા માંડ્યા, મુંબઈમાં કવિ નર્મદાશંકર મુંબઈના સમુદ્ર પેઠે ઊછળવા લાગ્યા અને તેના રસતરંગમાં મુંબઈગરી પ્રજા નાહવા લાગી, ધીમે ધીમે અમદાવાદ અને મુંબઈ સાક્ષરપદ્ધતિમાં સંગમ પામ્યાં, એકરસ થયાં, અને અંતે એ અતિવેગવાળી ભરતીનો ઓટ થવા લાગ્યો. ઘણાક ગ્રંથકારો ધીમે ધીમે આ રણજંગમાંથી નિવૃત્તિ પામ્યા છે, કેટલાક વક્તાઓના વર્ગમાંથી નીકળી શ્રોતાવર્ગમાં ભળી જઈ નવી પ્રજાની નવી ઊર્મિને અનુમોદન આપીને તૃપ્ત થાય છે, અને બાકીના ગ્રંથકારો પોતાના પ્રથમ મતને વળગી રહી અથવા બદલી નાંખી લખતાં લખતાં સર્વભક્ષી યમરાજની અનંત મુખગુફામાં લીન થઈ ગયા છે. આ સર્વ વર્ગમાંથી એક અથવા બીજામાં ગણત્રી કરવા યોગ્ય નામો આંગળી–વેઢે ગણાઈ રહે એમ નથી, અને તેમના અગ્રેસરોનાં નામ ગણતાં આનંદ અને સ્વાભિમાન થયા વગર રહેનાર નથી. કવિ દલપતરામ, વ્રજલાલ શાસ્ત્રી અને તેમના ભાઈ છોટમલાલ, રાવબહાદુર નંદશંકર તુળજાશંકર, રા. મનસુખરામ સૂર્યરામ અને રા. રણછોડભાઈ ઉદયરામ, કવિ હીરાચંદ કહાનજી, રા. ઝવેરીલાલ ઉમિયાશંકર, રાવસાહેબ મહીપતરામ, રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ,

બુદ્ધિવર્ધકના તંત્રી રા. દલપતરામ ખખ્ખર, ડાંડિયાના તંત્રી, ગીરધરલાલ દયાળદાસ કોઠારી, કરસનદાસ મૂળજી, માણેક અને ગુલાબના કર્તા રા. નગીનદાસ તુળસીદાસ, કવિ રણછોડ ગલુરામ, કવિ સવિતાનારાયણ, અને બીજા અનેક નાના મોટા તારાઓનો પ્રકાશ ઘણાં વર્ષથી ગુજરાત ઉપર જુદે જુદે પ્રસંગે જુદે જુદે રૂપે ઝળકી રહ્યો હતો, અને હજી તેમાંના કેટલાક નિવૃત્ત થઈને પણ પ્રસંગે પ્રસંગે બુધના તારા પેઠે કોઈ કોઈ વખત દેખા દે છે. પરંતુ તેમનો પ્રકાશ ઘણુંખરું તો લોકને અદૃશ્ય થયા જેવો છે, **માત્ર એક જ તારો એવો હતો કે જે વહેલામાં વહેલો ઊગ્યો**, અનેક તારાઓના નાયક જેવો દેખાયો, **આખર સુધી ચળકયો, અને મોડામાં મોડો આથમ્યો**–આ તારો કયો તે સૌને સૂઝે એમ છે–એ **કવિ નર્મદાશંકર**. બીજો એક તારો આ તારાઓના સમયમાં, પણ મોડો, ઊગ્યો હતો અને શુક્રની પેઠે સૌથી મોડો આથમ્યો તે નવલરામ. ઘણાં વર્ષ સુધી એકજ રંગનો રહેલો દેખાયેલો એનો સ્થિર પ્રકાશ આપણી આંખ આગળ તરે છે અને તરશે. હવે એ વર્ગના ગ્રંથકારો નવી વાણી બોલતા બંધ થઈ ગયા છે, તેઓ બોલી ગયા છે તેટલીજ તેમની વાણીથી આપણે સંતોષ માનવાનો છે. આપણા સાક્ષર વર્ગના ઇતિહાસનું એક પુસ્તક પૂર્ણ થયું છે, બીજું પુસ્તક તો જે હવે રચાય તે ખરું !

નર્મદની જીવનકથા નવલરામે લખી, પણ એ બે ગૃહસ્થો નાનપણના મિત્રો હતા, એકબીજાના જીવનના પ્રત્યક્ષ જોનાર હતા, અને સમાન સમયરસના અનુભવી હતા. નર્મદનું જીવન નવલરામને પારદર્શક હતું; તેવીજ જાતનો મિત્ર નવલરામની જીવનકથા લખવા નીકળત તો ઉત્તમ થાત. પરંતુ પ્રયત્ન કરવા છતાં તેમ થઈ શક્યું નથી. તેમનું જીવન જાણનાર તેમના પરમ મિત્રોને તે જીવનની કંઈ પણ વિગત આપવા અવકાશ મળી શક્યો નથી. આ જીવનકથાના લેખકને સન ૧૮૮૪માં રાત્રિએ માત્ર અર્ધો કલાક સુધીનોજ પ્રસંગ થયો હતો. તે પહેલાં અને તે પછી કોઈપણ રીતે એ એનો પ્રસંગ થયો નથી. અરણ્યમાંના શિવાલયમાં અપૂજિત રહેલા પણ પૂજનીય બાણની કોઈ પૂજા કરે તેવીજ જાતની પૂર્ણ શ્રદ્ધાથી આ જીવનકથા લખવાનું માથે લેવામાં આવ્યું છે. છિન્નભિન્ન થઈ પડેલા જૂના

*કાગળોમાંથી એ કથા ઘડી કાઢી છે. નવલરામના કુટુંબ ઉપર વત્સલભાવ રાખનાર એમના જૂના માણસ હરિલાલ વલ્લભરામનો શ્રમ અને આગ્રહ ન હોત તો આ જીવનકથા લખવા વારો ન આવત એ લખવું ઘટે છે.

| ઈ. સ. ૧૮૩૬-૧૮૫૩ | નવલરામના પિતા પંડ્યા લક્ષ્મીરામ માણેકચંદ સુરતમાં સુરભાઈ નામના અનાવલા દેસાઈને ત્યાં |
|---|---|

ગુમાસ્તી કરતા હતા. તે જાતે વીસનગરા નાગર બ્રાહ્મણ, વૈદિક વર્ગના, હતા. એમનો વેદ ઋગ્વેદ, સાર્કસ× ગોત્ર, અને આત્રેયી શાખા હતી. પંડ્યા લક્ષ્મીરામ અને સૌભાગ્યવતી નંદકોરનું એકનું એક સંતાન નવલરામ; તેનો જન્મ સુરતમાંજ સન **૧૮૩૬ના માર્ચ માસની નવમી તારીખે** એટલે સંવત ૧૮૯૨ના ફાગણ વદ ૬ ને દિવસે થયો. નંદકોર નવલરામની હયાતીમાં ગુજરી ગયાં. લક્ષ્મીરામ, નવલરામના મરણ પછી, કેટલેક દિવસે ગુજરી ગયા છે. નવલરામ પાછલી અવસ્થામાં ઘણુંખરું એકાંત રહેતા અને લખવા વાંચવામાં કાળગમન કરતા તે સ્વભાવ બાળપણમાંથી જ પડેલો હતો. નંદકોરને લખતાં વાંચતાં આવડતું નહોતું, છતાં ત્રણ ચાર વર્ષના નવલરામ માની પાસે બેસી એકડેએક લખે; તે મા જુએ ને ભૂસી નાખે, અને દીકરો ફરી લખે. સુરતમાં ભાગાતળાવ નામની જગા આગળ ગોવિંદ મહેતાની ગામઠી નિશાળે અભ્યાસ શરૂ કર્યો, એ નિશાળ આઠમે વર્ષે છોડી મહેતાજી દુર્ગારામ મછારામની સરકારી ગુજરાતી નિશાળે બેઠા, તે જ વર્ષમાં તેમને જનોઈ દીધું, અગિયાર વર્ષની વયે ગુજરાતી નિશાળનો અભ્યાસ પૂરો કર્યો અને **પરીક્ષામાં પાઘડી અને પુસ્તકો ઇનામમાં મળ્યાં**, તેને લીધે અંગ્રેજી હાઈસ્કુલમાં ફ્રી સ્કોલર તરીકે એમને લેવામાં આવ્યા, અને સોળ સત્તર વર્ષની વયે એટલે સુમારે ૧૮૫૩માં એ અભ્યાસ પૂરો કરી સંસારશાળાના વિદ્યાર્થી થયા. તે સમયની સ્થિતિ પ્રમાણે સાધારણ માણસોને વધારે અભ્યાસનાં સાધન ન હતાં, અને મુંબઈ અભ્યાસ સારુ આવવું તે બધાથી બનતું નહોતું. જેટલો અભ્યાસ કર્યો એટલો

---

* થોડીક તારીખો, મરનારની બાલ્યાવસ્થા, અને તેના સ્વભાવ અને અંતકાળનું વર્ણન, વગેરે કંઈક બાબતો એમના સ્નેહી તથા સગા રા. નરભેરામ મનસુખરામ તરફથી મળી છે.

× આ પ્રમાણે લેખ છે પણ તે ભૂલભરેલો લાગે છે.

ઝડપથી, નાની વયે, અને ઉત્સાહથી કર્યો. બાલ્યાવસ્થાના ઓરી વગેરે મંદવાડોમાં બાળક પુત્ર પોતાને કેડે બેસાડી નિશાળે લઈ જવાની માને ફરજ પાડતો. રમતનો રસ કે અનુભવ ન હતો; બીજા છોકરા રમે ત્યારે પોતે જુદા પડી આકાશ, સૂર્ય, ચંદ્ર, અને તારા ભણી જોઈ રહે અને તેના વિચારમાં પડી જાય ને રસ્તે જનાર લોક એમ જાણે કે આ છોકરો કાંઈ મહા દુઃખમાં આવી પડ્યો હશે. પ્રસંગે સ્વભાવ તીવ્ર પણ થતો અને એક જણને ત્યાં અભ્યાસ કરવા જતા તેનું પુસ્તક બગાડ્યા બાબત ઠપકો મળતાં તેની પાસેથી ફરી પુસ્તક ન લેવું એવો એકાંત નિશ્ચય કર્યો. પોતાનો દોષ હોય, લાભકારક ઠપકો આપનાર મળે, તેમાંથી અપમાન લેવું, ઠપકો આપનારનો ઉપકારને સાટે અપકાર માનવો, અને પરિણામમાં ખોટું લગાડીને કાંઈ એવો જ નિશ્ચય કરવો કે જેથી ઠપકો આપનારનો હેતુ નિષ્ફળ જાય અને લેનારને હાનિ અવશ્ય થાય,—આ તામસી પ્રકૃતિ છોકરાંની, તેમજ જુવાનિયાઓની હોય છે અને તેમાં પોતાને સમજુ માનનારા મૂર્ખોની વિશેષે કરીને હોય છે. પોતે ઠપકો આપે તે સફળ જ થાય એવો હેતુ રાખનારાઓ ઠપકો લેનારની પ્રકૃતિ ન સમજી નિષ્ફળ ઠપકો આપી તે લેનારને હાનિ કરે એ પણ એક અણસમજ અને ખામી છે, કારણ गुरोरेव हि तज्जाड्यं यच्छ्रोता न विबुध्यते ॥

નર્મદજીવનમાં ગ્રંથકર્તાએ લખ્યું છે તે પ્રમાણે તે પ્રસંગે ગુજરાતી નિશાળોમાં કેટલોક અભ્યાસ આજની અંગ્રેજી સ્કૂલો કરતાં વધારે થતો. ગુજરાતી અભ્યાસ પૂરો થયો તે વખતે એટલે અગિયારની વયે હટનકૃત ભૂમિતિ અને ઘન સમીકરણમાં નાના નવલરામ પ્રવીણ હતા. આજ પાઠશાળાઓમાંથી પણ ગણિત દુનિયાદારીમાં નિરુપયોગી ગણી કાઢી નંખાવવા પ્રયત્ન થાય છે. પાઠશાળાઓમાં ઘણા વિષયો હોવાથી કયો વિષય કાઢી નાંખવો એ પ્રશ્નને અંગે આ પ્રયત્ન યોગ્ય હોય; પરંતુ દુનિયાદારીમાં તેમ ઇતર વિદ્યાઓના અભ્યાસમાં સ્પષ્ટ એકાગ્રશક્તિવાળા આગ્રહી અને સૂક્ષ્મ મગજનો ખપ હોય તો નાનાં બાળકોને કેળવણીના ઊમરા ઉપર ચઢતાંજ ભૂગોળનાં અર્થહીન નામો, ઇતિહાસની તારીખોના આંકડા વગેરે ગોખાવી કાયર અને નિઃસત્ત્વ કરી દેવામાં કાળક્ષેપ થાય છે એને શિક્ષણ લેવા લાયક શિક્ષકો શીખવી શકતા નથી તેને ઠેકાણે તે પ્રસંગે વધારે ગણિતનો સંવાદ આપવામાં આવે તો ઉપયોગી થાય

એના દૃષ્ટાંતમાં નવલરામ, દુર્ગારામ, અને એમના સમયના બીજા અનેક ગૃહસ્થોની શક્તિ અનેકધા જોવામાં આવી છે અને તેમાં કેટલાક તો એવા છે કે બેકન, બર્ક કે શેક્સપિયર તેમણે સ્વપ્નામાં પણ વાંચ્યાં નથી.

નવલરામનું પ્રથમ લગ્ન તેમની અગિયાર વર્ષની વયે શિવગૌરી નામની કન્યા સાથે થયું. લગ્ન પછી દસેક માસે તે કન્યાનું મરણ થયું. એમની ચૌદ વર્ષની વયે સુરત જિલ્લાના કડોદ ગામના વ્યાસ હરિલાલ બેચરલાલની નવ વર્ષની પુત્રી મણિગૌરી સાથે થયું. મણિગૌરી હાલ હયાત છે અને તેમને પેટ થયેલી પ્રજામાંથી નવલરામની પુત્રી બેન કમળાનું વય આજ વીસેક વર્ષનું છે અને પુત્ર ધીમતરામનું વય ચોવીસેકનું છે. ધીમતરામ વિલ્સન કૉલેજમાં અભ્યાસ કરે છે.

જનોઈ દેતા સુધી નવલરામને આખે માથે મોટો ચોટલો હતો. વિદ્યાવસ્થામાં તેમની કાંતિ ગોરી હતી, ઘાટ નાજુક અને બેઠો અને સ્વભાવ શાંત અને હસમુખો હતો. એમના શિક્ષકોમાં રા. કેશવરામ અમૃતરામ અને મી. જેમ્સ ગ્રાહામ હતા. ઉભયનો અભિપ્રાય ઊંચો હતો, અને ઉભય આ છોકરાનું ભવિષ્ય સારું કહેતા. શરીર છેક નીરોગી ન હતું. ચૌદપંદર વર્ષની વયથી સ્વામીનારાયણના મંદિરમાં નિત્ય સાયંકાળે જતા, તે આચાર્યને મહાપુરુષ ગણતા, અને કહેતા કે જેનાથી આટલા જંગલી લોક સુધર્યાં છે તે સહજાનંદ કોઈ મહાપુરુષ જ હતા. મંદિરના સાધુઓને મુખેથી વાતો સાંભળતા, સર્વ વસ્તુઓથી તેમ જ જીવોથી ભરેલા આ અનાદિ અને સત્ય જગતમાં ઈશ્વર વ્યાપ્ત છે અને તેની સાથે અખંડ ધામમાં અનંત મુક્તો સહિત સાકાર રૂપે ઈશ્વર અખંડ વિરાજમાન છે એવું એ સાધુઓનું મત ખરું માનતા, અને તે મતને વિશિષ્ટાદ્વૈત કહેતા. નવલરામ વીસ બાવીસ વર્ષના થયા ત્યાંસુધી એમનું આ મત કાયમ રહ્યું. એ વયે એમની પ્રીતિ શંકરમત ભણી વળી.

ઈ. સ. ૧૮૫૪-૬૪ | સન ૧૮૫૪ના સપ્ટેંબરમાં એટલે અઢારની વયે સુરત અંગ્રેજી હાઈસ્કૂલમાં નવલરામને નવમા આસિસ્ટંટ માસ્તરની નોકરી દસ રૂપિયાને પગારે મળી. આ પગાર તે સમયે સારો ગણાતો. આ જગાથી ક્રમે ક્રમે ચઢ્યા. સને ૧૮૬૧ માં ચોથા આસિસ્ટંટ થયા. તે વર્ષની આખરે સાઠ રૂપિયાને પગારે ડીસા એંગ્લોવર્નાક્યુલર સ્કૂલના હેડમાસ્તરની કામચલાઉ જગા મળી; ત્યાં થોડાક માસ રહી પાછા સુરત હાઈસ્કૂલમાં આવ્યા, અને ત્યાં છેક

૧૮૬૪ સુધી રહ્યા; વચ્ચે થોડાક માસ ગોપીપુરા બ્રેંચ સ્કૂલના હેડમાસ્તરનું કામ કરી આવ્યા હતા.

નર્મદજીવનમાં નવલરામ ૧૭ થી ૨૨ વર્ષ વચ્ચેની વયને "આત્મ-મંથનકાળ" નામ આપે છે, અને લખે છે કે તે સમયમાં સ્રીવાસના તેમ "નામાંકિત થવાની" અને એવી બીજી મહેચ્છાઓ આત્માને ડહોળી નાંખે છે, અને "જુવાનીના કારમા ચગડોળ" પર ચડાવે છે. જો એમણે આ નિયમ બાંધવામાં પોતાના જાત અનુભવને પણ કામે લગાડયો હોય તો આપણે કહેવું જોઈએ કે નવલરામ આ અવસ્થા ઘણી મોડી વયે પહોંચ્યા અથવા વહેલા પહોંચ્યા હોય તો ઘણા વર્ષ સુધી એ તિરોભૂત રહ્યા. જેમ ધરતીના ગર્ભમાં ઘણા કાળ સંતાઈ રહેલો અગ્નિ ધૂંધવાઈ રહેલો હોય અને એચિંતો પર્વતને ફોડી નાંખી જ્વાળામુખમાંથી એકાંતે ભભૂકવા માંડે છે અને અંતે પ્રસિદ્ધ રીતે ગર્જવા માંડે છે તેમ નવલરામને થયું દેખાય છે. શાંત ગંભીર અને નિશ્ચેષ્ટ દેખાતા આ જુવાને છેક સત્તાવીસમે વર્ષે એટલે ૧૮૬૩માં ચિત્તની જ્વાળાઓ એકાંતમાં કાઢવા માંડી અને ૧૮૬૭થી તેને પ્રસિદ્ધ વામવા માંડી. ૧૮૬૨ ના અરસામાં મહારાજ લાઇબલ કેસ ચાલતો હતો અને નવા વિદ્યાર્થીઓને નવી જાતના રણજંગમાં ઊતરવા દૂર સુધી સંભળાય એવી હાકો મારતો હતો. એ હાક નવલરામના શાંત કાળજામાં પણ વાગી; સુધારાવાળા શેઠિયાઓએ મુંબઈના "રાસ્તગોફતાર અને સત્ય પ્રકાશ"માં ૧૮૬૨ ના સપ્ટેંબરમાં જાહેરખબર છપાવી લાઇબલ કેસ બાબત ઉત્તમ કવિતા લખી મોકલનારને રૂ. ૨૫૦નું ઇનામ આગળ કર્યું. ખૂણે પડેલા માસ્તર નવલરામે ૧૮૬૩માં સુરતથી લખેલાં ૨૫૦ પાનાં ભરી આ કવિતા લખી મોકલી અને ગ્રંથકારોના પરીક્ષક થવા નિર્મેલાએ મુંબઈમાંના "પૂરા પાત્ર પ્રમાણ" એવા પરીક્ષક સાહેબોને આરંભમાં પ્રણામ કર્યો. તેની જ સાથે "માઈ ડિયર" નર્મદાશંકર ઉપર અંગ્રેજીમાં કાગળ લખી પોતાનો આ પ્રથમ સરસ્વતી-પ્રસાદ પ્રસિદ્ધ થાય ત્યારે રસિક કવિને તે અર્પણ કરવાની માગણી કરી. એક પત્રમાં નવલરામ લખે છે કે I believe 'perhaps fondly) the Ahmedabad fellow of the old school will not eclipse one of the new. "જૂની સ્કૂલનો અસ્ત" અને "નવીનો ઉદય" જગતને જાહેર કરનાર પ્રથમ

પરીક્ષક (critic) રૂપે આગળ આવવાનો અભિલાપ ઉત્સાહથી કવિને જણાવ્યો. વળી કવિને પૂછે છે કે "Masters of such schools"નું ભાષાંતર શું કરવું? કંઈ રૂઢ સંસ્કૃત શબ્દ છે? "આપણી વગર ખેડાયેલી ભાષામાં મને કંઈ શબ્દ જડતો નથી." નવી વિદ્યા અને નવો ગ્રંથકાર એક સ્થાને અધિષ્ઠિત હોય ત્યાં આવો રમણીય ઉમંગ હોય છે; પણ એ ઉમંગની રમણીયતા ભોગવનાર પરીક્ષક વિના તે ઉમંગ ધરતી બ્હાર ફૂટી નીકળતો નથી. પાછલી અવસ્થામાં નવા ગ્રંથકારોનો યોગ્ય ઉમંગ ખીલવવાનું નવલરામ ભૂલતા નહીં એ પરોપકાર વૃત્તિમાં આ પોતાના ઉમંગનો ભંગ કેમ ન હોય? કવિ નર્મદાશંકરનો ઉત્તર આ ઉમંગ તોડે એવો યે ન હતો તેમ વધારે તેવો મે ન હતો. તે લખે છે કે "મને નવાઈ લાગે છે કે તમને આટલું બધું લખવાને ફુરસદ ક્યાંથી મળી? આવા નીરસ વિષય ઉપર તમને લખવાનું સૂઝ્યું ક્યાંથી?" અર્પણની બાબતમાં કવિ લખે છે કે "ગોંદરે બેસ ને ઘેર ઝડકા જેવું તમે કરો છો. પરિણામ જણાયા વિના અર્પણ કેવું? માસ્તર આરૂ આ પોએટીક સ્કૂલને માટે નામ આપવાની જરૂર નથી. નામ આપ્યા વગર પણ નિર્વાહ થઈ શકશે," વગેરે. "શુભેચ્છક" નર્મદાશંકરની કાગળ નીચે સહી છે.

પોતાની કવિતા પાસ થઈ કે નપાસ થઈ તે વિશે ઘણા દિવસ સ્વાભાવિક આતુરતા રહી. સાડાસાત મહિના સુધી પરિણામ ન જણાયું એટલે અધીરા ઉમેદવારે દફતર આશકારા પ્રેસના મી. બેરામજી ફરદુનજી ઉપર પત્ર[1] લખ્યો. પરીક્ષકોએ ઘણે દિવસે નવલરામને અર્ધું ઈનામ આપવાનો ઠરાવ કર્યો. આ ઈનામ નવલરામે કબૂલ કર્યું નહીં, અને આ ઠરાવથી નારાજ થઈ તેમણે ઇનામ આપનાર ઉપર એક લાંબો પત્ર ગુસ્સે થયેલા જુવાનિયાઓ લખે છે તેવો–લખ્યો, નિબંધ પાછો મંગાવી લીધો, અને પ્રથમ "માઈ ડિયર" હતા તેને ઠેકાણે કે "સાહેબ"

---

૧ નવલરામે લખેલા પત્રોની નકલો કરી રાખી છે અસલ પત્રો જેને લખ્યા હશે તેને પહોંચ્યા હશે કે નહીં એ જાણવું કઠણ છે. દૃ કાણને ખાતર નકલો જરી તેના અસલ પત્રો પહોંચાડ્યા હશે એમ સર્વત્ર સ્વીકારી આ જીવનકથામાં એ પત્રોની વિગત લખી છે. નવલરામ ઉપર આવેલા પત્રો હાથ લાગ્યા નથી.

શબ્દે સંબોધી "મી નર્મદાશંકર લાલશંકર કવિ" ઉપર તેમજ પ્રથમ The Ahmedabad Fellow of the old school હતો તેને હેનાણે "મી દલપતરામ ડાહ્યાભાઈ ગુજરાત પ્રાંતના કવીશ્વર" ઉપર—એમ બે લાંબા પત્ર ૧૮૬૪મા લખ્યા, પ્રશ્નમાળા પૂછી તેમને આ કવિતાની પરીક્ષા કરવા વિનતી કરી આ પત્રોનો ઉત્તર શો મળ્યો તે જણાતું નથી કવિતા જાતે છપાવવાનો વિચાર પણ નવલરામે કર્યો જણાય છે, પણ પાછળથી એ વિચાર માંડી વાળ્યો અને તેમ કરવાનુ કારણુ નેખ ઉપર જણુતુ નથી જો આપણે એવુ ધારીએ કે પાછલી અવસ્થામા પૂર્વ અવસ્થાનો વિદ્યાર્થીપ્રયત્ન પોતાની પરિપક્વ શક્તિથી ઊતરતો લાગ્યો હોવાથી અને વિચારફેર થવાથી આ કવિતા આખર સુધી પેટીમા રાખી મૂકી, તો તે અનુમાન એમની પાછળની ગંભીર અવસ્થાના આત્મપરીક્ષક સ્વભાવને છાજતું છે એ કવિતાના અંતભાગમા એમની તે સમયની ધર્મદશા સ્પષ્ટ જણાય છે "વેદાંત ખરે છે બધુ રે," "તે વેદનો ધર્મ વધારી રે," "સસ્કૃતશાળા બહુ કાઢો," "બ્રહ્મજ્ઞાન વિલાસમાં રાચો રે" ઇત્યાદિ પદો એમના મનનું વેદાંતમા સંક્રમણ જણાવે છે અને તે ઘણું કરીને અખા જેવાની અસરથી થયુ હશે અખો, વલ્લભ અને એવા બીજા કવિઓની કવિતા આ પ્રસગે તેમણે વાંચવા માંડેલી છે. ઊભા રહેલા પાણીદાર ઘોડાને સતેજ કરવામા માત્ર ચાબુક ઉગામ્યાનુ જેવું માહાત્મ્ય છે તેવું જ નવલજીવનને આ પ્રસંગનુ માહાત્મ્ય થયુ કહીએ તો ચાલે નર્મદાશંકર પર અંગ્રેજીમા પ્રથમ લખેલા પત્રમા તેમણે નવી "સ્કૂલ"ને ઉદ્દેશી લખ્યું હતું કે "I am very ambitious to have the merit of being the critic who first perceived its existence and beauties" "એની હયાતી અને સુંદરતાને પહેલવહેલી પરખનાર પરીક્ષક હોવાનુ માન લેવાનો મને ઘણો અભિલાષ છે." આ મહેચ્છાને મુંબઈના પરીક્ષકોએ તિરસ્કાર કરી સવિશેષ ઉશ્કેરી અને ઉઠાડી.

મહેચ્છાઓ હોય છે તો ઘણાકને, પણ સાધન વિનાની ઇચ્છાઓ તેલ વગરના સળગેલા ઘાસ પેઠે તરત હોલાઈ જાય છે અભ્યાસ, અવલોકન, અને અનુભવ એ ગ્રંથકાર થનારનું તેલ છે અને તે વિના એકલી વધવા ઇચ્છતી બુદ્ધિ દીવાસળીની પેઠે સળગી તરત

હોલાય છે. ગુજરાતમાં કવિઓ, વર્તમાનપત્રલેખકો, અને બીજા ગ્રંથકારો તીડનાં ટોળાં પેઠે ઊભરાય છે અને થોડીક વારમાં સ્વતઃશાંત થઈ જાય છે તેનું કારણ આ જ છે કે નાનાં બાળક સાધન વિના સાધ્ય શોધે તેમ વિદ્યા વગેરે શ્રમસાધ્ય સાધનો વિના ગ્રંથકાર થવા ફોકટ ઉછાળા મારી પાછા પડે છે. નવલજીવનનુ રહસ્ય આપણે એ જોઈશું કે ડગલે ડગલે સાધન અને સાધ્ય બે વધ્યાં છે. જે વખત લાઇબલની કવિતા સંબંધી ક્રોધ ઊછળતો હતો અને પત્રો લખાતા હતા તેજ વખતે વીરમતી નાટકનું હાડપિંજર ગોઠવાતું હતું, તર્કસંગ્રહનો અભ્યાસ કરવા બાળપ્રયત્ન થતો હતો, અને બેકનનુ "નોવમ ઑર્ગેનન," આર્નોલ્ડનો હિતોપદેશ અને તેવામાં નવી રચાયેલી ભાડારકરની માર્ગોપદેશિકા વગેરે પુસ્તકો ખરીદવામાં આવ્યાં અને પાછળથી ગુરુ વિના યથાશક્તિ વાચ્યાં પણ જણાય છે.

આવામાં નવલરામ સુરત ગોપીપરા બ્રાંચસ્કૂલ નામની નવી કાઢેની સરકારી શાળાના કામચલાઉ હેડમાસ્તર હતા. શાળાનાં ધોરણોમાં તે પ્રસંગે કેટલોક ફેરફાર થયો હતો અને તેથી ગમતભરેલી ગૂચવણો પડી જણાય છે. જૂના ધોરણોમાં છોકરાઓ મોટી ઉંમર સુધી પરિપક્વ ગુજરાતી અને ગણિત શીખતા અને પછી અંગ્રેજી આરંભ કરતા. ૧૮૬૩માં એવું ધોરણ બધાયુ કે થોડુંક ગુજરાતી ભણે એટલે અંગ્રેજીનો આરંભ કરાવવો, અને તે અંગ્રેજીની સાથે વધારે ગુજરાતી ભણાવવુ. આના પરિણામ બાબત નવલરામ પોતાના ઉપરીને રિપોર્ટમાં કડવી ફરિયાદ કરે છે કે અંગ્રેજી ભણવાને અમારા જેવી જ નિશાળો હોવાથી જૂની રીત પ્રમાણે ગુજરાતી પૂરું ભણેલા ગહેતાજીઓ અમારી સ્કૂલમાં આવે છે, ગુજરાતી ત્રીજી ચોથી ચોપડી ભણેલા તેમના જ વિદ્યાર્થીઓના વર્ગમાં તેમને બેસવું પડે છે, અને આથી બંનેને હરકત પડે છે. આ હરકતો અને તેના ઉપાયોની ચર્ચા ઘણી ચતુરાઈથી કરી છે, અને એમના ઉપરીઓએ એમને વિશે ઊંચો અભિપ્રાય બાંધ્યો હતો તે સકારણ હતો.

મહેચ્છાઓ જુવાનીમાં ઉછાળા મારે છે તે જુદા જુદા મનુષ્યોમાં જુદી જુદી રીતે પરિણામ પામે છે. કેટલાકમાં ઉછાળા એકલા જ હોય છે તે થોડા સમયમાં થાકી શાંત થઈ જાય છે. આ ઉછાળા હોય છે ત્યારે અત્યંત વેગવાળા અને ઉદ્ધત હોય છે. કેટલીક નાની નદીઓમાં

તત્ત્વ અહન અતલ ઊંડાણમાં હોઈ તેનો તાગ પમાય એમ જણાતું નથી; અને આચરણો તો કઇને કંઈ ઘડીએ અને પળે કરવાં જ પડે છે.—માટે સર્વસામાન્ય સરલ સુગમ ધોરણ આ જ છે કે મહાજનને, પ્રતાપી પ્રતિષ્ઠિત મહાપુરુષને, જેવાં આચરણ કરતો જોઈએ તેવાં આપણે પણ (આપણાથી બને એટલો વિવેક વાપરીને) કરવાં; દુનિયામાં જે મહાપુરુષ તરીકે અંકાઇ ચૂક્યો હોય એવા કોઈ એકને પગલેપગલે આપણે પણ યથાશક્તિ પગલાં ભરવાં.

Laughing philosopher—હસતો ફિલસૂફ, ગ્રેસનો ડિમોક્રિટસ, જે પરમાણુવાદ (atomic Philosophy) ના આદિ ફિલસૂફ તરીકે વધારે જાણીતો છે.

Weeping philosopher—રડતો ફિલસૂફ, ઇફીસસનો હિરેક્લાઇટસ, જેની ફિલસૂફી જૈન સ્યાદ્વાદના એક રૂપને મળતી આવે છે.

Cynics—એથેન્સમાં સાઇનોસાર્જિસ (Cynosarges) નામે એક કસરતશાળામાં સોક્રેટીસના કેટલાક શિષ્યો વાદવિવાદ માટે મળતા; આ ઉપરથી તેઓમાંના એકનો મત જ્યારે પ્રસિદ્ધિમાં આવ્યો ત્યારે એ અને એના ચેલાઓ સાઇનિકો કહેવાયા; સાઇનિક વાદનો આરંભ એન્ટિસ્થિનીસથી થયો; સાઇનિક ફિલસૂફોમાં સૌથી વધારે જાણીતો સાઇનોપીનો ડાયોજિનિસ થઈ ગયો.

Epicureans—સેમોસના એપિક્યુરસના અનુયાયીઓ.

આ સર્વના મત એકબીજાથી ભમે તેટલા ભિન્ન હો તથાપિ એ અને બીજા સર્વ ભૂતપૂર્વ તેમ ભાવિ મતમતાંતરો 'વચ્ચે આત્મકલ્યાણનું કારણશરીર ધર્મવિચારરૂપ છે તે સર્વત્ર તે જ અધિકાર ભોગવશે'—એટલું જ અહીં કર્તા કહેવા માગે છે, તેથી એમાંના જેટલાંનાં નામ અહીં ક. ન. ગણાવાયાં છે તેના પણ મત આપવાનું લંબાણ કરતો નથી. સ્ટોઈકવાદની રૂપરેખા કર્તાએ પોતે આગળ પૃ. ૧૬૮થી આરંભી છે તે આ અપૂર્ણ ગ્રંથના અંત સુધી ચાલે છે.

૬૪ પંક્તિ ૫ : કાળપાશે જોઈએ. કદાચ 'કાળમેરો' લખ્યુ હશે

પંક્તિ ૮-૯ : રસિકતા, આદિ...સુગ્મોને દર્શાવવાની, 'રસિકતા, આદિ વડે...સુગ્મોને દર્શાવતી' એમ કદાચ કર્તાએ લખ્યુ હશે.

૬૪ પંક્તિ ૩૦: મનુષ્યના કારણદેહના—

મનુષ્યનો કારણદેહ: મનુષ્યનું મનુષ્યત્વ જે વડે તે, એનો મનુષ્યભાગ, એનો ધર્મ.

જઠરેન્દ્રિય કોથળી આકારે, અંડાકૃતિનું, છે. દળાઈ અનેક પ્રવાહીઓ સાથે ભળીને અન્ન, મધ કે લોંદા જેવા રૂપમાં જઠર-કોથળીમાં ભરાય છે, તેનું પાચન–તેની રુધિર આદિ રસક્રિયા–એ કોથળીથી થાય છે; તે એ કોથળીની શક્તિ–એ કોથળીનું ચેતન–છે. આ વસ્તુ કે પરમાર્થને ઉપર સુવર્ણ-અંડ કહેલું તે રૂપક અહીં પણ લેવાયું છે. સુવર્ણ-અંડ કે જઠરાગ્નિ રૂપ મનુષ્યભાગમાં અન્ન રૂપ પશુભાગ સમુત્ક્રમે છે (evolves).

૬૫ પંક્તિ ૨: ઉદ્યોગમીમાંસકો—

ધર્મબુદ્ધિ-નિઃશ્રેયસાકાંક્ષા-તો બહુ થોડા માણસને પ્રેરે છે. ઘણાખરા સ્થૂલ દ્રવ્ય, ભોગ, વિજય, વૃત્તિતૃપ્તિ જે કરતા હોઈએ તેમાં ઉત્તમોત્તમ આનંદ અને ફળ મેળવવા, ઇત્યાદિ માટે મથે છે. આથી પણ શરીર, બુદ્ધિ, હૃદય, કલ્પના, ટેક આદિ મનુષ્યની પાશવ તેમ દૈવી બધી શક્તિઓ ખીલે છે ઉપર (જુઓ પૃ. ૫૪ નું ટિપ્પણ) સુવર્ણ-અંડના સમુત્ક્રમ (evolution નો ઇશારો આવી ગયો છે, અને પશુભાગનો સમુત્ક્રમ અને સમુત્ક્રાન્ત થતા આવતા મનુષ્યભાગથી થાય છે એમ બતાવ્યું છે એ સિવાય સ્વતંત્ર રીતે પણ પશુભાગનો સમુત્ક્રમ થાય, પશુભાગપણું એનું એ જ રહે અને તો પણ સમુત્ક્રાન્તિ થાય, આખા મનુષ્યની સમુત્ક્રાન્તિ થાય, એ અહીં સ્વીકારવામાં આવે છે. અને આ જુદા પ્રકારનો સમુત્ક્રમ ઉપર પ્રમાણેના સમુત્ક્રમનો રોધક નથી, ઉપકારક જ છે, એમ બતાવવાનો આશય છે, જો કે લખાણ જોઈએ એટલું સ્પષ્ટ નથી.

૬૬ यत्र योगेश्वर—

જ્યાં યોગેશ્વર કૃષ્ણ, જ્યાં બાણાવલિ અર્જુન, ત્યાં શ્રી, ત્યાં વિજય, ત્યાં ઐશ્વર્ય, ત્યાં અવિચલ નીતિ-એ મારી મતિ છે.

अन्या जगत्—

મનની પ્રવૃત્તિ જગતનું કલ્યાણ કરનારી અને અજબ, વાણીના પ્રવાહની રચના અવર્ણનીય સુંદર અને અજબ, વળી કૃતિ લોકોત્તર, આકૃતિ દર્શીઓનાં હૃદયને હરી લેનારી, એમ વિદ્વાન હોય તેનાં તનમન, બોલીચાલી સર્વ કંઈ અજબ જ!

૭૦ How prospered—

આટઆટલી શારીરિક ઉથલપાથલો દરમિયાન એના પડની દશાના કંઈ સમાચાર? આસુરી સંપત-શયતાનની ઓલાદ કાબૂમાં તો આવી, પર તુ હજી યે તે એનામાં છૂપતી લપાતી હાજર છે, કે ના એ ભૂતાવળથી તે તદ્દન મુક્ત થઈ શક્યો છે? જવાબમાં એમ પણ કહી શકીએ છીએ કે રોગીનાં ચિહ્નો આશા પડે એવાં ને એવાં ચાલે છે...એ કહી શકીએ છીએ કે શયતાની ઓલાદને સમગ્ર જડમૂળમાંથી ઉખેડી નાખી છે અને ધકેલી મૂકી છે, અને તેની જગામાં બીજું કંઈક દાખલ થયેલું જણાતું તો નથી.

૭૧ What highest—

આ નિઃસત્ત્વ સંસારમાં ઉચ્ચમાં ઉચ્ચ સ્થાને પણ મેં કોણ જોયો, જે મને કેવળ છાયાઓ-આભાસો-નો શિકાર અને છાયાઓનો શિકાર ન લાગ્યો- એનાં ઉપાધિ આવરણોનો બપકો ભેદીને આરપાર જોતાં તે મને તુચ્છ જંતુ

ન લાગ્યો! એવો કોણ મેં જોયો જેના વિશે મને આવો વિચાર ન ઊઠયો — અરે, તારી મહેચ્છાઓ તમામ મૂળ મળી, પણ, પણ, તે દરેકે દરેક સિદ્ધ થઈ હોત એમ માનીએ, તો પણ શું! પેલો કિશોર સિકંદર પોતાને જીતી લેવાને માટે એક ગ્રહ જ હતો બે નહીં, એટલા માટે રડયોઃ—એવફફ! આખું સૂર્યમંડલ કે એક આખું બ્રહ્માંડ કોઈ જીતે; તેથી પણ શું! જ્યારે જ્યારે હું આ તારાઓ સામે નજર માંડુ છું, ત્યારે ત્યારે તેઓની મારા ભણીની નજર કેવી યે હોય છે—એમના શાંત પરમ શાંત ધામોમાંથી નીચી નીચી ઊતરતી, દયાર્દ્ર, જાણે માનવ જીવનની અનિર્વચનીય ક્ષુદ્રતા માટે દૈવી આંસુએ ચળકતી! માનવજાતની હજારો પેઢીઓ, દરેક એક-બીજાના જેટલી જ આશાભરનારી, તે સર્વને કાળમહોદધિ ગળી ગયો છે, એકેનુ નામ નિશાન લવ માત્રે રહ્યું નથી; અને આર્દ્રા (Arcturus) અને મૃગ (Orion) અને લુબ્ધક (Sirius) અને કૃત્તિકાઓ (the pleiades), શિનારના મેદાનમાંના ભરવાડે એમને પ્રથમ જોયા તેવા ને તેવા જ અમર અજર પોતપોતાના અયનોમાં ઝગઝગે છે. અરે શું! આ કૂતરાની કોટડી જેવી નમાલી પૃથ્વીની તે શી બિસાત! અને એમાં કૂતરા જેવો જ રોતો હું યે કોણ માત્ર! હું કંઈ યે નથી કોઈ યે નથી એ જ વાત સાચી છે. પણ ત્યારે કંઈ યે લેખાય એવું. કોઈ પણ, શું છે-કોણ છે? તારી માનવજાતિ માત્રને ખપ જ નથી, તને તે નાત-બહાર કાઢે છે, તું તેનું એક કાપી નાખેલું અંગ જ છે વારુ, એમ તો એમ; કદાચ એ જ બહેતર છે!. હું હવે પહોંચ્યો હતો આ રાગશૂન્યતાની દશા જે એક મધ્યવર્તી બિંદુ છે: લૌકિક પામરતાના બિંદુથી નીકળીને લોકોત્તર મહત્તાના બિંદુએ જે કોઈને જવું હોય તે સર્વને માટે આ રાગવિમુક્તિના મધ્યબિંદુમાં થઈને જ માર્ગ છે.

૭૨ પંક્તિ ૩ કૂતરાની કોટડી—

લુબ્ધક (Sirius) ને કૂતરો (dog star) પણ કહે છે, બલ્કે એ જ એનું પ્રાકૃત નામ છે, એટલે પૃથ્વી માટે 'કૂતરાની કોટડી'ની ઉપમા મૂલમાં કુદરતી રીતે આવે છે. અમેરિકી વાચનારને વિચારક્રમ તૂટતો લાગતો નથી.

૭૩ It is Night—

માનવસૃષ્ટિમાં રાત ચાલે છે, અને દિવસ ઊગતાં હજી ઘણો કાળ જોઈશે; આપણે ધુમાડિયા ખડેરોના તેજ્વાસમાં રવડીએ છીએ અને સ્વર્ગના સૂર્ય અને તારા વચ્ચેવચ્ચે જાણે ભૂંસાઈ જાય છે, અને દંભ અને અશ્રદ્ધા-એ કાગમાભૂત-તેમની પલીત વિષયાસક્તિની સાથે સાથે પૃથ્વીને ખૂંદી વળે છે અને પોતીકી ગણે છે, આવા સમામાં શાંતિના અધિકારી તો તેઓ જ જેઓ જગતના વ્યવહારને પોકળ માયા ગણીને તે વ્યવહારમાં ઊંઘણસી જેવા ઘોરે છે.

When the whole—

જ્યારે આખો મનુવંશ હાસ્ય, રુદન, અને વિસ્મયનો અપાર ગગડાટ મચાવી રહ્યો હતો ત્યારે આપણો મુનિ મૌનમાં બેઠો હતો.

We say as—

ઉપર પ્રમાણે ફરી કહીશું કે આ માણસની અસાધ્ય રાગહીનતા છતાં પણ એના હૃદયમા કેવી કેવી યે ઉન્મત્ત આશાઓ સ્ફુરતી હશે !

૭૪ Silence as of—

મૃત્યુના જેવી નીરવતા, કેમ કે આ અતિઉત્તર પ્રદેશોમા યે મધ્યરાત્રિ પોતાની વિશિષ્ટતા રાખી રહે છે; એ સ્થળે સભળાય છે અને દેખાય છે માત્ર પર્વતોની ઈંદરુણ ભેખડો, અને મહલ્લોલ ધ્રુવસમુદ્રનો શાંતિપોષક ગદ્‌ગદ, અને તે ઉપર છેક જ ઉત્તરે લટકતો નીચો અને આળસુ સૂર્ય, જાણે એ પણ ઊંઘતો હોય એવો. તથાપિ એનો વાદળ-ઢોળિયો તો લાવચોળ કુંદનમય મરાઉનો હોય એવો છે અને એનો તેજગરિ તરલ અગ્નિસ્તંભ હોય એમ સમુદ્રના દર્પણમાં ફરફરતો ઊંડાઊંડો ઊતરી જાય છે અને મારા પગ તળે ક્યાંક છુપી જાય છે. આવી ક્ષણોમા એકાંત પણ અમૂલ્ય બને છે, કેમ કે વાસે જ્યા આખો યુરોપ અને આફ્રિકા-માત્ર ચોકીદારો બાદ કરીએ તો-ગાઢ નિદ્રામા પડેયો છે, અને સામે જોઈએ તો, આપણો સૂર્ય પણ જેના આગણામાંનો એક દીવો માત્ર છે, તેવો અમૃત-પ્રાસાદ અને ભવ્ય મૌનિ મહાન્કારા વિસ્તરે છે, ત્યા કોઈ સાથે બોલવા ઇચ્છે, અગર કોઈની દૃષ્ટિએ ચડવા ઇચ્છે, એવો તે કોણ હોય જે !

૭૫ The imprisoned Chrysalis—

કલેવર-પંજરમાં પૂરેલો કીટ હવે પાખધર જીવ બન્યો છે, અને એનાં ભાવિ ઉડ્ડયન ભલે ગમે ત્યાં થાઓ, પણ જીવદશામા આવ્યો તે હવે સદા યે રહેવાનો જીવ જ.

The passivity given—

જન્મથી જ એ મહાગ્રી છે, તે એનો ગુણ એના ભાગ્યચક્રને આંટે આંટે વધતો આવે છે. પાણીમાથી જેમ તૈલબિંદુ અલગ થાય, તેમ દરેક ધધામાથી અને જાહેર પ્રવૃત્તિ માત્રથી તરછોડાતો તરછોડાતો એ પડે છે આખરે આડ એકાંતમા અને સેવે છે જીવન કેવલ ધ્યાનનું. એની શક્તિઓનું સત્વસર્વસ્વ વર્ષો ને વર્ષો સુધી એક જ સાધના સાધે છે,-જે દુઃખનો ઉપાય જ નથી તે બસ સહેવું. સર્વત્ર વસ્તુઓનાં નામ-રૂપ એને દમે છે, એની સામે ઝગડે છે, એનો સત્યાનાશ કરવા મૂકી રહે છે: નામ-રૂપના પડ પછી પડને વીંધીને

તેમનામાં પૂરવઠ રહેલાં વસ્તુનાં સત્ત્વોને પામવામાં એ વિજયી નીવડે, તો જ એને શાંતિ અને ઠરવાનો ઠામ મળી શકે. પણ આ નામ-રૂપ આ આવરણાદિને વીંધી વસ્તુઓને પોતાને લેવી, એ તો શું [એને આગળ જતાં ઉપલભ્યો તે] વસનવાદનું-વસ્ત્રફિલસૂફીનું-પહેલવહેલું રેખાદર્શન નહીં? એટલે આ સર્વ ઉપરથી આપણને નથી લાગતું શું કે એવી ફિલસૂફીના શુદ્ધ હાર્દ તરફ એને જાણે કોઈ અણસારે અણસારે બોલાવી રહ્યું છે? અને આવા માણસના હાથમાં અને આવા દેશકાળમાં એ ફિલસૂફીનું કેવું વાન ધારશે તે પણ આ સર્વ ઉપરથી આપણે નથી કળી શકતા શું?

૭૬ Through many a—

આપણે ઘણાંય છિદ્રો દ્વારા ઝાંખ્યુ છે ટ્યુફેલ્સડ્રોખનું મનોરાજ્ય: એનું વિચિત્ર રહસ્ય-રેખ લગભગ ન્યારું વિશ્વચિત્ર; અને તે રેખા રેખા વધતાં કેવી રીતે ચીતરાયુ તે હવે આપણને છેક અગમ્ય નથી.

His outward biography—

એટલે એના જીવનની બાહ્યકથા, જે ઉપર નિર્દિષ્ટ બ્લ્યૂમાઈન-પ્રેમ-પ્રપાત આગળ ધસી પડી અતલ ગર્તોમાં વલોવાઈ બાષ્પકણોના ઊડતા મેઘરૂપ ધરતી આપણે જોઈ ગયા, તે ભલે એ ને એ રૂપમાં અધર લટૂમે તોપણ આપણને બહુ ચિંતા જેવું નથી. આપણા હેતુને માટે એટલુ પૂરતુ છે કે (એમાંથી જુદી જુદી જગાએ પડી પાણી રૂપે જોઈ શકાતા) કેટલાક 'ઊડાછીછરા પલ્વલો'ની માપણી ઉપરથી એ ઊડતા મેઘની ગતિની સામાન્ય દિશા વિશે અમે અટકળ બાંધી શકયા છીએ. અને અહીં સુધીના વર્ણન ઉપરથી પણ આપણે નથી જોઈ શકતા શું કે એ મેઘ પાછો હવે અહીં કે પણે, આ માર્ગે કે બીજે માર્ગે, એક કારણથી કે અન્ય કારણથી, વર્ષી ગયો છે, અને તેને પાછું એક વહેતા જલપ્રવાહનું દરશ રૂપ પ્રાપ્ત થયું છે? બ્લ્યૂમાઈન ટ્યૂફેલ્સડ્રોખની પ્રીતિપાત્રનુ નામ છે. કેટલાક શબ્દો અવતરણ ચિહ્નો વચ્ચે આવે છે તેનું કારણ કે એ શબ્દો નાયકના જ મોતે ઉતારી લીધા છે એમ કર્તા બતાવવા માગે છે.)

૭૭ પંક્તિ ૧૯ : આકાલિક—

છે તે 'અકાલિક' જોઈએ. આકાલિક એટલે આજ બપોરે માંડીએ અને આવતી કાલે તે જ વખતે પૂરું થવાનું હોય એવું બાંધેલી મુદતનું. એ અર્થ અહીં નથી. સરખાવો 'આરાત્રિક.'

૭૮ But it is—

પણ અત્યારે તેમ જ ફિરે—સૃજનકાર્યનો આરંભ પ્રકાશથી છે.

આંખને દૃષ્ટિ મળે નહીં ત્યાંસુધી આખો અવયવસંધ બેડીઓમાં કેદ છે. ખરે જ તે પલ દેવદત્ત છે, જેમાં જીજ્ઞાસુબ્ધ આત્મોદધિ ઉપર શબ્દ થાય છે, જેવો સૃષ્ટિની ઉત્પત્તિક્ષણમાં અ-રૂપ અવર્ણ્ય અભાવોદધિ ( chaos ) ઉપર શબ્દ થયો હતો, કે—સહે પ્રકાશ પ્રકટો! [જુઓ, ઓલ્ડ ટેસ્ટમેન્ટ-જેનેસિસ, પહેલા જ શ્લોકો.] ઉત્તમોત્તમ માણસને પણ એવી પલનો અનુભવ ઈશ્વરની અસ્તિ કથનારો અને ચમત્કૃતિમય નથી શુ ? સામાન્યમાં સામાન્ય માણસને પણ એવો અનુભવ એની મગદૂરના પ્રમાણમાં પણ તત્ત્વતાએ એ જ પ્રકારનો નથી શું ? મૂલ પ્રકૃતિની મત્ત અવર્ણ્ય અરૂપતા (Discrod) [ઈશ્વર જ જાણે શી રીતે-પણ] શમે છે; અન્યોન્ય ઘર્ષણમાં મચેલાં અંધ મહાભૂત વ્યવસ્થાતત્ત્વ પામતાં જુદાંજુદા વ્યોમમંડલ બધાય છે; મહાગર્તના તલમાં ઊંડા વિશાલ ખડક-પાયા નખાય છે; ઉપર ગોળ વ્યોમઘૂમટ તેના સનાતન જ્યોતિઓ સમેત વિલસે છે; અને વ્યર્થ અંધ અભાવ (chaos) ની જગાએ ખીલતી, ફળદ્રુપ, ગગનવેષ્ટિત પૃથ્વી ઊપસે છે. હુ પણ હવે મારી જાતને કહી શકયો:—હે પિંડ, લોંદો મટ, પોત વિકસાવ! આ તેજોમય સુવ્યવસ્થિત બ્રહ્માંડમાં તુ પણ ભલે ને છેક જ લઘુ પરિમાણનું તથાપિ એક બ્રહ્માંડ [ ब्रह्मणः अण्डं अर्थात् ब्रह्मणाधिष्ठितमण्डं ] થા!

૭૯ The Thing Visible—

દૃષ્ટ માત્ર, કલ્પિત માત્ર, અરે કોઈ પણ પ્રકારે દૃશ્ય તરીકે કલ્પી શકીએ તે સર્વ, પેલી અપર વસ્તુનું આવરણ કે વસન માત્ર નથી તો એ બીજુ હોય જ શુ ?—પેલી અપર લોકાતીત ઇંદ્રિયાતીત કલ્પનાતીત અનામી વસ્તુ, જે સ્વકીય તેજ તેજના અભારને લીધે જ અદૃશ્ય છે!

The beginning of— .

જ્ઞાનલબ્ધિનું પહેલું પદ આ છે કે આવરણ વસ્ત્રાદિ તરફ ધારીધારીને જોયા કરવું, સુસજ્જ દૃષ્ટિ વડે જોયા કરવુ, એ બાહ્ય પટો પારદર્શક બને ત્યાંસુધી. આ દેશબાંધવનો સુજ્ઞ-શ્રેષ્ઠ [જર્મન મહાકવિ Goetbe] કહે છે કે, "ફિલસૂફનું સ્થાનક તો મધ્યમાં જ." વાહ, કેવુ ગંભીર સત્ય! એક તરફથી શિખરસ્થ સત્ત્વ જેની દૃષ્ટિમાં અવતરે, અને બીજી તરફથી જે નીચામાં નીચું છે તેને પણ જેની દૃષ્ટિ સત્કારી લઈ પોતા સમાન કરે, તે જ ઉચ્ચનીચ સર્વનો સમાન સમભાવીબંધુ, તે જ ખરો મધ્યસ્થ ફિલસૂફ.

गुणभूतो—

હે રાજન્, જે મા-માયા-નામરૂપનો ધવ-સ્વામી બને તેની સિદ્ધિમાં જય તો એક ગુણ-એક અંગ તરીકે આવી જાય જ.

૮૦ Happy he who—

સુખી તે, જે કોઈ પણ માણસના વસનાદિ (જેવાં કે વસ્ત્રાલંકાર, શરીર, મિલકત દસ્તાવેજાદિ, પ્રતિષ્ઠા–પદવી–શાખ–આદિ) આરપાર વીધીઃ તેના સ્વ–ભાવને સુસ્પષ્ટ કરી શકે; અને ઉ૦ ત૦, આ કે પેલા આલિજહાં મહાલાયમાં મંદમંદ જઠરાગ્નિથી કમતાકત થયેલું દેહયંત્ર નિહાળી શકે, તો એથી ઊલટું કોઈ કનિષ્ટમાં કનિષ્ટ કલ્લાઈ કરનાર [કાર્લાઈલના ધ્યાનમાં અહીં 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' નામના જગદ્વિખ્યાત રૂપકનો કર્તા બનિયન Bunyan છે] માં એક અગમ્ય ભવ્ય ચમત્કૃતિ નિહાળી શકે.

Reader, the Heaven-inspired—

વાંચનાર, ઈશ્વરદત્ત પ્રતિભાવાન મધુર કવિ, શ્રેષ્ઠ પદવીનો અમીર, કે રાજકુમાર; તારી પોતાની પ્રિયતમા, જે દિવ્યાલકા જપાવર્ણી લલિતભામિનીને તું ચાહે છે, અને દેવી સમાન પૂજે છે-(જે તે છે જ, જે અર્થમાં નરનારી માત્ર દેવદેવી છે તે અર્થમાં); સર્વ; અને વળી તું પોતે;—ઊતરી આવ્યાં છે પેલાં કદ્રૂપ, ભીષણકેશ, પાષાણાસ્ત્ર, પુરાણ, નરભક્ષક મહાવાનરમાંથી! અધમાધમ નરભક્ષકમાંથી સમુત્ક્રમે છે (evolves) નરરત્ન–નારીરત્ન; કેવલ બલાતિશયમાંથી વિકસે છે સૌંદર્ય. કાલવડે નહીં તો પણ કાલના પ્રવાહમાં કેવાકેવા ફેરફાર પાકે છે! કેમકે એકલી માનવજાતિ તો શું પણ જે જે પ્રવર્તે છે વા સાક્ષી છે તે તે સર્વ ખીલ્યા જ કરે છે, અવનવા જન્મ ધર્યા જ કરે છે, સૂક્ષ્મતર સંસ્કાર પામ્યા જ કરે છે.

૮૧ Cast forth thy—

તારી કૃતિ, અર્થાત્ તારો શબ્દ, આ સદા–સજીવન સદા–ચરિષ્ણુ જગતમાં ફેંકોર; એ પણ એક બીજ છે, જે અમર છે; અને, એક કહે છે, આજે ભલે ને એ કોઈનું પણ લક્ષ ન ખેંચે; એક હજાર વર્ષમાં તો એ ફાલીફાલીને એમાંથી એક અરાળીડ વડલાઓનું જંગલ થઈ રહ્યું હશે–કે કદાચ, અરેરે, એક ઇન્દ્રવારુણીની ઝાડી!

**दिवसरजनी—**

આ કાલ–નદ સમીપ વહે છે, વહ્યા જ કરે છે, અને પ્રાણિ માત્રને લોક માત્રને ભય ઉપજે એ પ્રકારે વહે છે, કેમ કે એના બંને તટના દિવસ અને રાતરૂપ કકડાઓ એમાં તૂટી તૂટીને પડયા જ કરે છે; વળી એમાં જે કોઈ પડે છે જે કંઈ પડે છે તેને આલંબન નામે મળતું નથી કે નથી તે કદાપિ પાછું નીકળી શકતું. છતાં આવા ભયાનક નાદથી કોઈ પાછું વળતું નથી–આઘે દૂરદૂર ખસી જતું નથી, મહાપુરુષો પણ એને છાંડી શકતા નથી, એવા તે મદમલિન' એના પ્રોદ્ધ ખરે અજબ છે!

**यस्मिन्वस्तु—**

જે વસ્તુઓ મને મારી લાગે છે તે જ વસ્તુઓ હૃદયને ચિંતા, કલેશ, દુઃખ આદિ કરનારી છે; ત્યારે જે વસ્તુ તરફ હું ઉદાસ છું તેમાં જ મને સ્વ-સાવરૂપ સંતોષનો પરમ આનંદ મળે છે.

**नास्माकं—**

અમારે નથી મેના-પાલખી, નથી હેમનાં કડાં આદિ શાલ પાઘડીનાં માન, નથી પાણીદાર ઘોડો, કે કોઈ અનુચર, કે શોભીતુ એક પણ વસ્ત્ર. હા, અહીં એક વસ્તુ છે ખરી: ભૂતળના સાહિત્યકલાવિલાસી અગણિત વિદ્વત્સઘની પ્રસાદીરૂપ, સર્વાંગસુંદર, ચિત્તમાં શાંતિશાંતિ વર્તાવી રહે એવી, અને બુદ્ધિને નમ્રતાનો સ્વભાવ પાડી દે એવી વિદ્યા અમારી છે ખરી.

**૮૨ उदन्वत्—**

પૃથ્વીના વિસ્તારનું પરિમાણ-સમુદ્ર. જ્યાંજ્યાં સમુદ્ર શરૂ થાય ત્યાં ત્યાં પૃથ્વીનો છેડો: સમુદ્રનું પરિમાણ-સો યોજન: ગગનનું પરિમાણ-નિત્યપ્રવાસી સૂર્ય રોજ રોજ માપી લે છે તેટલો ચકરાવો: આમ નાનામોટા ઘણાખરાને માટે અમુક માપની મર્યાદાના નિયમ છે; ત્યારે સત્પુરુષોની પ્રજ્ઞાના ચમત્કારિક ઉન્મેષોના વિજયને મર્યાદા જ નથી.

**अमृतजलधेः—**

પ્રતિભાશાળી સાક્ષરોની વાણીના ઉદ્ગાર ક્ષણ કઠિન તો લાગે, પણ તેમાંથી સદાસર્વદા અમૃત ઝર્યા કરે છે. એ ઉદ્ગારોને માટે બંધબેસતી આવે એવી ઉપમા જ નથી. હા, જો મેઘ સમુદ્રનાં ખારાં પાણીને બદલે અમૃતથી ભરેલા કોઈ સમુદ્રનાં પાણી પીયા કરતો હોય, અને પૃથ્વી જો કેવળ ખડકમય હોય, અને એવી પૃથ્વી પર ઉપર વર્ણવી ગયા એવો મેઘ સુંદર તારાઓના આકારના કરાં જ વર્ષાવતો હોય,-તો એવાં કરાં એ ઉદ્ગારો સાથે સરખાવી શકાય ખરાં।

પંક્તિ ૨૨-૩ કરી કારવી. કરી કરાવી. પણ 'કરી-કારવી' કાઠિયાવાડમાં બોલાય છે.

**साहित्ये सुकुमार—**

न्यास-नितरां सिद्ध એવા ન્યાયદર્શનના દ્રવ્યગુણ આદિ સાત પદાર્થ: ગ્રહ; સિદ્ધાન્ત.

હું સવિધાન-ગ્રંથરચના-કરતો હોઉં ત્યાં ભારતી-મારી સરસ્વતી-ને ગમે

તે વિષય હોય છે તો પણ એક સરખી લીલા–એકસરખો આનંદ–થઈ રહે છે; સુકુમારવસ્તુ સાહિત્યમય હોય, અથવા તો ન્યાયદર્શનના સિદ્ધ પદાર્થોના સિદ્ધાંતોવડે દૃઢ ગૂંથેલો–ગાંઠેલો–કોઈનો ભાર નહીં કે જરા શિથિલ કરી શકે એમ રચેલો તર્કગ્રંથ હોય, બને સરખું છે: પતિ જો હૃદયંગમ હોય તો શય્યા સુંવાળી શોભીતી હો વા માત્ર દર્ભાંકુરની સોંય હો, પણ સ્ત્રીને એકસરખો આનંદ આવે છે. અહીં કુમાર અને ન્યાસ એ બે વ્યાકરણોનાં નામ પણ છે, જે બે વચ્ચે કવિ સૂચવે છે એવો ભેદ પણ છે.

## ૮૪ વ્યતિપઞ્જતિ—

સૌ પદાર્થોને અન્યોન્ય સાંધનાર કોઈ આન્તર હેતુ હોય છે. દર્શાંની દૃષ્ટિમાંથી અમુક વિચાર–ઉચ્ચગ્રાહ–વહે છે, અને પદાર્થ માત્ર કાર્ય માત્ર તેની સૃષ્ટિમાં–સૃષ્ટિનું જે દર્શન તે સ્વીકારે છે તેમાં–પોતાના આન્તર હેતુના જે જે પ્રમાણમાં પોષક, તે તે પ્રમાણમાં તે દરેક પદાર્થ–કાર્ય–આદિનું તે વત્તુઓછું મૂલ્ય ગણે છે.

આ સાક્ષર એકદેશી, ત્યારે યત્ર યત્ર મનો યાતિ૰ એ જેને લાગુ પડે છે તે સાક્ષર સર્વદેશી.

## For my conversation—

સૌ સાથેના સમાગમ વાતચીત આદિમાં તો મારું વલણ, સૂર્ય જગતના સારા નરતા સર્વ પદાર્થો તરફ રાખે છે તે જ પ્રમાણે એક સરખું રાખું છું; સારા અને નરતા સર્વ તરફ (સૂર્યની માફક હું પણ) મિત્રતાનો મ્હોરો ધરું છું. વળી માનું છું કે કોઈ પણ માણસ કેવળ નરતો હોતો નથી. સામાન્ય રીતે નરતા ગણાય એવા માણસોમા પણ ઘણી સારપ હોય છે, એટલે કે એમનામાં જે જે સારપના અંશ હોય છે તેટલામાં જો આપણે તેમને રાખી આપણો તેમની સાથેનો સમાગમ એ ક્ષેત્ર પૂરતો જ રાખીએ તો. કોઈ પણ માણસની પ્રકૃતિ એવી વિસંવાદી અને કાન ફોડનારી હોતી જ નથી, કે તેની સાથે વાગતાં મીઠો સૂર પેદા કરે એવી બીજી કોઈ પ્રકૃતિ મળી જ ન આવે. હા, પ્રાચીન સૂત્ર સત્ય છે કે સદ્‌ગુણ મોટામોટા તો દુર્ગુણ પણ સામી તુલામાં મુકાય એવા! ઓછા ન તરે એવા! સદ્‌ગુણ ઉત્તમ પ્રકૃતિઓમાં જાણે કવિતા જેવો (કલ્પના પણ રીઝે એવો) અનુપમ ઓપ ધરે છે, તો એથી ઊલટી પ્રકૃતિઓમાં દુર્ગુણો પણ પોતાની શિખરાવસ્થાએ પહોંચે છે. અને તો પણ છેક પાપાવિષ્ટ અને ખારા ઝેર થઈ ગયેલા સ્વભાવોમાં પણ કેટલાક ભાગ નિર્મલ રહી ગયા હોય છે, જે પરિસ્થિતિના અત્યંત વિરોધમાંથી જ જાણે ખાસ શક્તિ મેળવતા હોય, ચારે તરફના ચેપી સંસર્ગથી જ જાણે પોતાનું શુદ્ધ રૂપ પૂરેપૂરું ખીલવતા હોય, એમ અનેરા તેજથી પ્રકાશી રહે છે.

૮૫ પંક્તિ ૨૩ : પ્રવાહ તેને જોનારની, આમાં 'તેને' ન જોઈએ.

૮૫-૬ When thou lookest—

જ્યારે તું બીજાઓનાં દૂષણો નિહાળતો હોય, ત્યારે જરૂર એમનામાં જે કંઈ ભૂષણ હોય તે પણ એક આંખે જોજે, અને વળી ભૂષણ-દૂષણનો તાળો પણ તપાસજે. એકતરફી દૂષણના દર્શનને બદલે આમ સમગ્ર અવલોકન કરીશ તો ઘણા માણસો, ઘણા પ્રાણીઓ, ઘણી વસ્તુઓ, તેમનાં દૂષણો છતાં પણ, સરવાળે તને વખાણવા જેવા જણાશે. વિષધરના દાંત જોતાં આપણને ભય અને દ્વેષ વછૂટે ખરો, પણ તેની જ આંખ જોતા આપણને સાનંદાશ્ચર્ય થયા વગર નહીં રહે. દંશીલી પ્રકૃતિઓમા પણ કંઈક ચાહી શકીએ એવો ભાગ હોય છે; વિષ વિષના જ ઉતાર હોય છે; છેક, સદંતર અને લેશ પણ સારપના ભેળ વગરની દુષ્ટ કોઈ કરતાં કોઈ પણ ચીજ નથી. બહુ મોટા ગણીએ એવા સદ્‌ગુણોમાં કેટલીક વાર અતિશય નિંદ્ય કલંકો ઓતપ્રોત હોય છે, તો કેટલાક દુર્જનોનાં ચરિત્ર કોઈકોઈ ગગનોન્નત સત્કૃત્યથી ઉજળાં પણ હોય છે; એરિસ્ટાઈડીસ, ન્યૂમા કે ડેવિડ જેવા સાધુ પુરુષોના ચરિત્રોમાં પણ ડિમિટ્રિયસ, એન્ટોનિયસ, અને આહાબ જેવા બહુ ઊતરતી પંક્તિના પુરુષોએ કરેલાં (વિરલ તથાપિ) અતિશય પ્રશસ્ત કૃત્યો જોવામાં આવતાં નથી; બીજી કોઈ રીતે આદર્શ રૂપ કે નકલ કરવા લાયક ન ગણીએ એવા માણસો પણ વફાદારી, ઉદારતા, દયા, અને દાનશૂરતા જેવા ઊંચા સદ્‌ગુણો વડે યશસ્વી થઈ ગયા છે.

આહાબ (અંગ્રેજો આ નામનો ઉચ્ચાર 'એહબ' કરે છે) માટે જુઓ ઓલ્ડ ટેસ્ટમેન્ટ-૧ કિંગ્સ, પ્રકરણ ૧૬ થી ૨૨.

૮૭ But since goodness—

ત્યારે ગુણવત્તા જ્યાં હોય ત્યાં જે રૂપની હોય તેવી અનુકરણીય છે. એટલે આપણે એ સાર લેવો ઘટે છે કે બીજાઓમાં આપણા સદ્‌ગુણ ન હોય એવું જોઈજોઈને ફુલાવાને બદલે બીજાના સદ્‌ગુણ આપણામાં ન હોય, એ આપણી ઊણપ આપણે દૂર કરવાને મથવાનું છે; બીજાના જે દુર્ગુણોથી આપણે મુક્ત હોઈએ તે માટે તેમને નિંદાપાત્ર ગણવાને બદલે તેઓના જે સદ્‌ગુણોમાં આપણે ઊતરતા હોઈએ એ આપણી પોતાની નિંદાપાત્રતા આપણે દૂર કરવાની છે. દુનિયાનું બંધારણ જ એવું છે કે દરેકે દરેક માણસમાં કઈ ને કંઈ કચરો ભેગ રાશીમાત્ર હોય જ. અને કોઈ પણ માણસમાં નર્યું શુદ્ધ કાંચન હોવાની આશા રાખે તે તો હવાઈ કિલ્લા જ બાંધે છે.

इदं किमपि—

આ લોકમાં કેવલ નિર્દોષ કે કેવલ નિર્ગુણ કશું જ દેખાતું નથી.

For perfection—

પ્રકાશ અમુક અમુક વસ્તુઓમાંથી ચારે તરફ ફેલાય છે, એટલે કે તે તે વસ્તુઓ પ્રકાશનાં પ્રધાન અધિષ્ઠાન છે. સંપૂર્ણતાને આવાં અધિષ્ઠાન છે નહીં. સૃષ્ટિનો પ્રસવ થયો તે પછીએ વનસ્પતિ માત્રનાં બીજ નોખનિોખાં હોવાને બદલે જેમ આખી પૃથ્વીમાં સૂક્ષ્મરૂપે હતાં તેમ સંપૂર્ણતા–સંપૂર્ણ ગુણવત્તા–પણ આખી જનતામાં સૂક્ષ્મરૂપે વ્યસ્ત છે, કોઈ પણ એક માણસમાં તે સોળે કલા જણાતી નથી તો ઓછીવત્તી દરેક માણસમાં જણાય પણ છે.

So that 'tis well—

તાત્પર્ય કે ઘણાઘણા માણસોના વત્તાઓછા ગુણો એકત્ર કરી સંપૂર્ણ ગુણવત્તાના અધિષ્ઠાન રૂપ એક આદર્શ માણસ કલ્પી શકાય ખરો. અથવા તો ઈશ્વરની સંપૂર્ણ ગુણગ્રાહી દૃષ્ટિ આખી માનવજાતમાં એક આદર્શ માણસ જોઈ શકે ખરી.

"કોઈ યુગમાં કોઈ મહાત્મામાં સર્વના ગુણોનો આવિર્ભાવ થાય છે" એ દૃષ્ટિ અને આ બ્રાઉનની દૃષ્ટિ વચ્ચે ઘણો મોટો ફરક છે.

## ૮૮ પંક્તિ ૧૫: એનાં નેત્ર મીંચાયાં પછી પણ:

એ તટ ઉપરથી પ્રવાહમાં પડી જઈ પ્રવાહની ભમરીઓમાં હડસેલાય છે, હાંફે છે, ગળચિયાં ખાય છે, સપાટી તળે ખેંચાય છે ત્યારે પણ; તટસ્થ અભોક્તા મટી ભોગનો જ 'ભોગ'—ભોગ્ય–બની જાય એટલે સુધી ભોક્તૃપણામાં તણાય છે ત્યારે પણ તે દ્રષ્ટા મટતો નથી. એક વાર ખરેખરો દ્રષ્ટા થયો તે પછી દ્રષ્ટા મટતો નથી.

## ૮૮–૯ શ્રદ્ધાળુર્—

(૧) સાક્ષરજીવન ઉત્તરોત્તર વિકસાવવાના આગ્રહવાળો અને એ જીવનનો વિકાસ જ પોતાને માટે પરમ પુરુષાર્થ છે એવી શ્રદ્ધાવાળો માણસ અત્ર [જુઓ મૂલ ગ્રંથ પત્રદરી માં આ પહેલાંના શ્લોક] એટલે સાક્ષરજીવનનું પ્રથમ પગથિયું પ્રાપ્ત થતાં જ પાકો નિશ્ચય કરી લે છે અને પછી એ નિશ્ચયને કાયમ વળગી રહે છે. (૨) સાક્ષરજીવનનો આનંદ–એ જ મારો પરમ પુરુષાર્થ છે એવો નિશ્ચય પાકો થયા પછી પણ એકસરખો અનુસરાતો નથી. માણસની પ્રકૃતિ જ એવી છે કે સ્વીકારેલા કર્તવ્યમાં તેને એકસરખો ઉત્સાહ વર્તી રહે એવો સંભવ નથી. પણ નિરુત્સાહના ગાળાઓમાં પણ બીજા આનંદો–પ્રવાહમાં તરવાના, વિષયોને જાતે ભોગવવાના આનંદો–ને એ ગૌણ જ ગણે છે અને પોતાની ભાવનાને જ વફાદાર રહે છે. (૩) દાખલા તરીકે, વ્યભિચારિણી ગૃહિણી પોતાના જાર સાથેના સમાગમનો પરમ આનંદ પોતે ગૃહિણી હોવાને લીધે કોઈ કોઈ વિરલ અનુકૂલ પ્રસંગે જ મેળવી શકે છે; તેનો ઘણોખરો વખત તો ગૃહિણી તરીકેનાં કાર્યોમાં અને એ કાર્યોના આનંદોમાં જ જવાનો; પણ એ

કાર્યો અને તદ્દુત્થ આનંદો એને મન ગૌણ અતિગૌણ છે; એ કાર્યો અને આનંદો દરમિયાન પણ એ સ્ત્રી જારના સમાગમના સ્મરણ ચિંતન આદિ માનસિક સમાગમસુખમાં જ મગ્ન રહે છે. (આપણા ઊંચામાં ઊંચા બોધ ગ્રંથોમાં આવાં દૃષ્ટાંતો આવે છે, જેથી હાલના વાચનારા મુંઝાય છે. પરંતુ વ્યભિચાર માટેનો તિરસ્કાર આવા દૃષ્ટાંતોના સ્વારસ્યનું ગ્રહણ કરવામાં આડે આવે એ તો આપણા કર્તાએ કટાક્ષ કર્યો છે તેમ છાશમાં માખણ જાય અને વહુ ફૂવડ-મંદમતિ-જ ગણાય (પૃ ૧-૩), એવી વાત છે. બ્રહ્મજ્ઞાન કે સાક્ષરજીવનની તટસ્થતાને વરનારો માણસ લૌકિક દૃષ્ટિએ વ્યભિચારી છે એ આવાં દૃષ્ટાંતોનું તત્ત્વ છે. વળી બીજી રીતે જુઓ આત્મા દેહી છે ત્યાં સુધી તે વરેલો છે-કુદરતે તેને વરાવેલો છે-દેહની દુનિયાને. આ લગ્ન જનેતાના ગર્ભાશયમાંથી જ થયેલું છે. પછી સમજણો થતાં તે દુનિયાથી પર એવા બ્રહ્મ સાથે-વ્યવહારના પ્રવાહથી પર એવા તટ સાથે-નવી પ્રીત બાંધવા જાય છે. આ પર-પુરુષ-પ્રીત એટલે વ્યભિચાર જ છે.)

આ પછીનો મૂળમાંનો એક શ્લોક કર્તાએ અહીં છોડી દીધો છે. (૪) અક્ષ=ઇંદ્રિયો અને ઇંદ્રિયવિષયો: સામાન્ય વ્યવહારમાં પરોવાતી બધી શક્તિઓ અને એ શક્તિઓ સાથે વછોડયો છૂટે નહિ એ પ્રમાણે સંકળાયેલો આખો વ્યવહાર આ સર્વ સંસારનું આકર્ષણ ગમે તેટલું પ્રબલ હોય તોપણ તેને તરછોડી શકે, કળે કળે આઘું જ રાખી શકે, પોતાના ઇષ્ટ વ્યાપારં અને આનંદમાં જ કળે કળે વંતુવંતુ પ્રવર્તી શકે, તેજ ખરો ધીર પુરુષ. (૫) આ આનંદ એક શબ્દકોટિ માત્ર નથી, ખરેખરા અનુભવનો છે; મોગલિયો પોતાનો મોટલો ઉતારીને જે આનંદ અનુભવે છે તેના જેવો આનંદ આ જ્ઞાની કે સાક્ષર વ્યવહાર-ધુંસરી માથેથી કાઢીને અનુભવે છે. એ ધુંસરીમાંથી જેમ જેમ તે વધારે વાર અને દરેક વખતે લાંબા કાળ સુધી મુક્તિ મેળવે છે તેમતેમ તે વધારે રાચે છે. (૬) માણસ ગમે તેટલો 'ધીર' હોય પણ ફરીફરીને તે સંજોગોનો ભોગ થઈ જ પડે; સંસાર તેના ઉપર વારવાર આક્રમણ કરે જ કરે નિરુત્સાહની દશા જુદી છે, આવા આગંતુક સુખદુઃખોની દશા જુદી છે. આ વિશે કહે છે, એવી દશાઓમાં પણ જ્ઞાની કે સાક્ષર નિજાનંદૈકતત્પર રહે છે. (૭) અને સ્વાનંદાનુસંધાનવિરોધી આવા સુખદુઃખોને તે ધિક્કારે છે; અગ્નિ-પ્રવેશ માટે તૈયાર થયેલ પુરુષ (કે સ્ત્રી-સતી) જેમ શૃંગારાદિ વિક્ષેપોને ધિક્કારે છે તેમ. (૮-૯) નિરુત્સાહી સ્થિતિનો ખુલાસો થઈ ગયો; સુખદુઃખના આગંતુક હેલાઓ વિશે ખુલાસો થઈ ગયો; હવે ત્રીજી બાબત સંસાર ભોગ આદિમાંથી કેટલુંક ખરું જોતાં નિર્દોષ હોય છે; પરમાર્થવિરોધી હોતું નથી. આ પ્રકારના વ્યવહાર કે પ્રવાહપાત વિશે ત્રણ દૃષ્ટાંત કહે છે. પહેલું કાગડાઉ-કાગડાની બે આંખ વચ્ચે એક જ કીકી હોય છે. કાગડો ડાબી આંખે જુએ છે ત્યારે કીકી ત્યાં હોય છે જમણી આંખમાં નથી હોતી; જમણી આંખે જુએ છે ત્યારે કીકી ડાબી આંખમાં નથી હોતી. અને એ વારાફરતી પણ બહુ

ચંચળતાથી ડાબા જમણી જોયા જ કરે છે; એની કીકી આમતેમ જા આવ કર્યા કરે છે. અનુસધાનને વિરોધી નહી એવા વ્યવહારમાં તેમ અનુસંધાનમાં જ્ઞાની-સાક્ષરની દૃષ્ટિ આ પ્રમાણે આવજા કર્યા કરે છે. (૧૦) બીજુ બે ભાષા જાણનારનું. લૌકિક ભાષા અને વેદભાષા બને જાણનારની બુદ્ધિ બનેમાં આવજા કર્યા કરે છે, તેમ અવિરોધી એવા લૌકિક આનદમાં અને વેદોક્ત શાશ્વત આનંદમાં જ્ઞાની-સાક્ષરની બુદ્ધિ ગમાગમ કર્યા કરે છે. (૧૧) અથવા તો એકસાથે પણ બને અનુભવે છે; અર્ધ કાય જલમાં અને અર્ધ ઉપર, એ પ્રમાણે ગંગામા નહાનાર શીતલતા અને ઉષ્ણતા બને સાથે અનુભવે છે તે પ્રમાણે. શરીર વાયુતત્ત્વ અને જલતત્ત્વ બનેમા હોય એમ જ્ઞાની-સાક્ષર દ્વિદૃક્-બેવડી દૃષ્ટિવાળો છે. વાયુતત્ત્વમાં જ હોય તે એકલી ઉષ્ણતા અનુભવે-વ્યવહારમાં જ હોય તે એકનું દુઃખ અનુભવે-ત્યારે જ્ઞાની સાક્ષર જલતત્ત્વમાં-મુક્તદશામાં પણ હોવાથી શીતલતા સુખ પણ અનુભવે છે. આ શ્લોક ત્રણે દશાને લાગુ પડે એવો છે; એટલે કર્તાએ અવતરણ અહીં જ પૂરુ કર્યું છે. નિરુત્સાહ દુઃખ, આગતુ દુઃખ, કે અવિરોધી એવા વ્યવહારનુ પણ બધનદુઃખ અનુભવવું પડે, ત્યારે પણ જ્ઞાની-સાક્ષરને સાથે સાથે ઇષ્ટ પરમસુખનો અનુભવ અનુભવાય જ. એકદા દ્વિદૃક્ થયો તે સદા દ્વિદૃક્. અથવા આ બીજું નેત્ર આવ્યુ તે જ શાશ્વત; તેને પાછે પહેલુ નેત્ર ધીમેધીમે મીચાવું જ પડવાનુ; એક પ્રીતમાથી બે કરી તેમાની પહેલી જ ખોટી પડી જવાની. છેવટ, આ ત્રણ દશાઓ-નિબધમા ઉપર માણસોના ત્રણ વર્ગ જોઈ ગયા છીએ તે મુજબ-એક બીજાથી ભિન્ન ગણવાની નથી. ઉદાસીનતા ઐહિક જીવનનો સ્થાયીભાવ છે; નિર્દોષ અવિરોધી વ્યવહારો પણ ઐહિક જીવનમા ચાલ્યા જ કરે; અને અન્તર્દૃષ્ટિ એક વાર ઊઘડી એટલે જ્ઞાની-દ્રષ્ટામા તે એનો સ્થાયી વ્યાવર્તક ગુણ-ધર્મ-બની જાય છે; આ પ્રકારના જીવનસ્રોતમા અદૃષ્ટ આગતુક સુખદુઃખ, ભમરા અને લોઢ, ઝરણો અને વર્ષાદ અને આજુ-બાજુના નાનામોટા સ્રોત, અનુકૂલ પ્રતિકૂલ કે વક્રગતિ મદ કે તોફાની પવન, આવે અને જાય; જન્મઋતુની પૂર્ણ થતા સુધી ઘણી વાર આવે અને જાય, પછી પ્રમાણમાં ઘટે; ઢાળવાળા, ખાડાખૈયાવાળા, પવનવાળા પ્રદેશમા થઈને સ્રોત વહે એટલી વાર આવા આક્રમણો વધારે નડે, ઇત્યાદિ

૮૯ પંક્તિ ૧૪ : જે સાક્ષરજીવન

છે ત્યાં 'જે સાક્ષર' અથવા 'જે સાક્ષરજીવન ભોગવનાર' એવો અર્થ છે.

## ૯૦ तैस्तैः—

આ-સાર્વભૌમ રાજાથી માંડીને બ્રહ્મા પર્યંતના ઉત્તરોત્તર ચડતી પંક્તિના જીવોની-કામનાઓ અને તેમનાં સુખો જ્ઞાની-સાક્ષરને (ઉપર ટયૂકેરસડૂીખના, દાખલાથી આપણે જોઈ ગયા તેમ) તૃણવત્ છે. આ શ્રોત્રિય પુરુષ એ સર્વ વિશે નિસ્પૃહ છે; એ સર્વને પોતપોતાના આનદોમા જે તૃપ્તિ છે તે કરતાં

આને એની નિઃસ્પૃહતામાં વિશેષ તૃપ્તિ છે, અથવા બીજા સર્વ જે ભોગવે છે ને રાચે છે, તે તે જોવામાં જ આને પોતે જ એ સર્વ ભોગવતો હોય એટલો આનંદ છે. આણે સ્વાર્થ–અહંકાર–જીત્યો છે અને હરકોઈ સામે તાદાત્મ્ય કરવાની શક્તિ મેળવી છે એ રીતે, અથવા તો કામના માત્રને જીતી નિઃસ્પૃહતા મેળવી છે એ રીતે, આણે સર્વકામાપ્તિ–અભિલાષી પ્રાણીમાત્રના અભિલાષમાત્રની પરિપૂર્તિરૂપ અવસ્થા–પોતાના ચિદાનંદમાં સિદ્ધ કરી છે.

૯૧ Contemplative ધ્યાનશીલ નિવૃત્તિપરાયણ, તટસ્થ. Literary સાહિત્ય-રત, કલા-શોખી, રસિક. Philosopher's seclusion ફિલસૂફનો એકાંતવાસ–વાનપ્રસ્થાશ્રમ–સન્યાસ. Scientific વૈજ્ઞાનિક કે શાસ્ત્રીનું પ્રયોગશાળા કે સ્વાધ્યાયમાં—અગ્નિહોત્રના જેવી દીક્ષામાં—પરોવાઈ રહેલું જીવન.

### किं निःशंकं—

અરે તું જડ જેવો આમ નચિંત કેમ ઘોરે છે? તારું બાકી વય અલ્પ જ છે, મૃત્યુ નજીકમાં છે, એ કશું ભાન જ નથી શું? અથવા મારી જ ભૂલ થાય છે. તારી બાજુમાં તારા અંતરમાં જાહ્નવીનાં પરમ પાવક જલ અખંડ અનિમેષ જાગે છે, ભલે તું ઊંઘ. બહારથી જોનારને દરિદ્રતા, નીચતા, મોહલુબ્ધતા, પાપરતતા આદિ જે જે પ્રકારના દોષ જણાય તે સર્વના પરિહારમાં આ અન્યોક્તિ લેવાની છે. એ દરેક દોષનો પરિહાર કરતાં અહીં કર્તાએ મ્લેચ્છ યુવતીની ઉતારી છે એવી તે તે વિષયને બંધબેસતી જુદીજુદી કહાણીઓ જોડીને અર્થ કનિષ્ઠ અધિકારીના હૃદયમાંયે ઉતારવો એ આપણા ટીકાકારો પૌરાણિકો હરદાસો આદિની શિક્ષણકલા જાણીતી છે.

શ્લોકમાં મ્લેચ્છ યુવતીની વાત નથી, પણ આ અન્યોક્તિવડે અપ્પય દીક્ષિતે જગન્નાથ પંડિતને ટાણો માર્યો કહેવાય છે, અને જગન્નાથ પંડિત લવંગી નામની એક મ્લેચ્છ સુંદરી પર મોહી પડેલો પણ કહેવાય છે, એટલે કર્તાએ બે વાત જોડી દેવાની હરદાસકલા અહીં વાપરી છે.

### ૯૨ પંક્તિ ૨૦: વૈપરીત્ય

સદ્વાસના–એક પરમ સત્ માટે વાસના, ભાવના, આખા જીવનનું તેને સમર્પણ–એ તો સાક્ષરનો વ્યાવર્તક ગુણ કે ધર્મ: ત્યારે તેનો જ એનામાં કોઈ કોઈ કાલે અભાવ થાય એ કેટલું બધું વિપરીત! એ કાલે એને 'સાક્ષર' નામ નહીં પણ એ શબ્દના અક્ષર વિપરીત કરતાં જે નામ–રાક્ષસ–થાય છે, તે જ યથાર્થ ઘટે. વળી અસદ્વાસના થાય તો તે તૃપ્ત કરવા માટે એની પાસે સામાન્ય મનુષ્યોના કરતાં ઘણી વધારે કલાઓ હોય છે, માટે પણ એ 'માયાવી રાક્ષસ.'

**પંક્તિ ૨૬ તેમ જ તે.**

ભાવનગરી પ્રયોગ; 'તેમજ' વડે ઉક્ત ભારથી તૃપ્ત ન થતા વધારે ભાર દેવા માટે 'તે' ઉમેર્યો છે જુઓ આગળ પૃ૦ ૧૯૭ પંક્તિ-૯ 'સૂર્યમાં પણ તે'

**૯૩ પંક્તિ ૨-૧૩ મનુષ્યભાગ......પ્રવાહમાં પડી જાય છે.**

મનુષ્યભાગ—ધર્મ, કર્તવ્યબુદ્ધિ, સાચને જ-ભાવનાને જ-વળગેલી દૃઢ એકાગ્રતા આ આખા શરીરયંત્ર અને વ્યવહારચક્રનો નિયામક થવા મથે છે. પણ ઘટિકાયંત્ર જેવા શરીરમા અનેક કમાનો છે જેમાની કેટલીક પોતપોતાની સ્વતંત્ર ગતિથી પણ ચાલે છે, અને તે ગતિને આખા યંત્ર ઉપર સ્થાપવા મથે છે. વ્યવહારચક્રમાની પણ કેટલીક સ્થાયી કે આગંતુક ગતિઓના પોતપોતાના સ્વતંત્ર પ્રવાહોમા આ દ્રષ્ટા પડેલો છે જ, અને આ પ્રવાહો—એ ગતિઓ-તેના આખા જીવનને પોતાને વશ કરવા મથે છે, આમાની કેટલીક સામાન્ય રીતે આપણા દ્રષ્ટાની સાક્ષિતાની અવિરોધી હોય છે, તથાપિ તે પણ વખતોવખત અવિરોધી મટી વિરોધી બની જાય છે. વ્યક્તિમાથી જન્મતી કે બહારથી જન્મતી આવી કોઈ ગતિનો વેગ વધી પડે છે તો તેટલો વખત દ્રષ્ટા દ્રષ્ટા મટી જાય છે કા તો તે એ ગતિમા એ પ્રવાહમા એ ભોગાનુભવમા ડૂબે છે પણ જો કદાચ એ પામરતામા ન પડવા માટે એની ભાવના વિશેષ બળ કરી વિજયી બને છે-તેને પહેલી રીતે ડૂબતો બચાવે છે,-તો કેટલીક વાર એ જય અતિશય બીજી જાતના પ્રવાહપાતનુ રૂપ ધરે છે જે વિષયના-જે સુંદર સૃષ્ટિના-સાક્ષીપણામા એકાગ્ર થવાની એની ભાવના છે, તે સૃષ્ટિ-પ્રવાહમા જ એ પડી જઈને તેનો કેવલ દ્રષ્ટા મટી ભોક્તા-દ્રષ્ટા બને બને છે, અથવા તો કેવળ ભોક્તા પણ બની રહે છે.

ઘટિકાયંત્રનો દાખલો લીધો એટલે મનુષ્યભાગને લોલક કહેવાનુ પ્રાપ્ત થયુ, બીજુ, અનેક ઘટિકાયંત્રોનુ એક જ સામાન્ય લોલક એ પ્રકારનુ રૂપક જોઈએ, પણ એ રૂપકનો એવો વિકાસ ઘટિકાયંત્રના સ્વરૂપથી વિરુદ્ધ છે, ત્રીજુ, વ્યવહાર-વાતાવરણોમાથી ઉત્થાન પામતા વાયુચક્રોનુ બીજુ જે રૂપક લીધુ છે તે અને આ પહેલુ રૂપક બને સાથે સકળાય એવા છે નહી. આ પ્રમાણે વર્ણન ક્લિષ્ટ થઈ જાય છે.

**૯૩ પંક્તિ ૨૬ પૂર્વ અવસ્થા સચવાઈ ન હોય—**

એક અંગ્રેજ કવિઓના જીવનચરિતોનો જ પ્રદેશ જોઈએ તો ફ્રેન્સિસ ટોમ્પ્સન, જોન કીટ્સ, લૉર્ડ બાયરન, રૉબર્ટ બર્ન્સ, ક્રિસ્ટોફર માર્લો, એમ આના અનેક મોટા દાખલા મળશે

**૯૪ પંક્તિ ૨-૩ : પોતાના જ બળનું પ્રતિબળ એમ સંબંધ છે.**

પોતાનુ જ બળ બીજા બળ સામે પ્રતિબળ તરીકે એમ અર્થ છે. પં. ૧૩. પ્રકૃત પુરાણુ છે, ત્યાં 'પ્રકૃત છે, પુરાણુ છે,' એમ અર્થ છે.

પં. ૩૧ ધર્મ=(૧) ભાવનાનુસધાન, ઉચ્ચ ગ્રાહ્યપરતા; (૨) કુદરતનો નિયમ, સૃષ્ટિક્રમ, 'ઇંદ્રિય પોતાના ધર્મમા પ્રવૃત્ત થાય' એ સૃષ્ટિક્રમ રૂપ ધર્મ. સુંદર સૃષ્ટિના ગુણોનો અનુરાગી-રસજ્ઞ-પોતે રસભોગ કરવા જાય, રસિક રસમય થાય, ત્સનો શિકારી રસ-શિકારીનો જ શિકાર બને, એ ધર્મ અર્થાત્ કુદરતી છે, સૃષ્ટિક્રમ છે. તટસ્થતાની ભાવનાનુ અનુસધાન એ ધર્મ આ સૃષ્ટિક્રમ રૂપ ધર્મના પ્રતિરોધ વડે જ સાધ્ય છે. સૃષ્ટિક્રમનો પ્રતિરોધ-ઇંદ્રિયોનો નિગ્રહ, રસના આકર્ષણનુ નિયમન, શક્ય હોય તો જ અને તેટલે જ દરજ્જે ભાવનાનુસધાનરૂપ ધર્મ શક્ય છે. Self માં ideal self અને lower self એવા ભેદ હોય તો અને એ ભેદ હોય તેટલા અશમાં જ lower self નો control શક્ય છે; અને control શક્ય છે તે જ પ્રમાણમાં higher self પ્રતિ self-reverence અને higher self નુ self-realisation શક્ય છે. માટે 'એ ધર્મનો પ્રતિરોધ દોષરૂપ કેમ ગણાય?' એ વાક્ય તો ખોટું છે; તેને બદલે ઉપર સૂચવ્યા પ્રમાણે 'એ ધર્મનો પ્રતિરોધ દોષરૂપ કેમ ન ગણાય?' અથવા તો 'એ ધર્મનો પ્રતિરોધ જ ધર્મરૂપ કેમ ગણાય?' અથવા તો 'એ ધર્મનો પ્રતિરોધ ન કરે તે દોષરૂપ કેમ ગણાય?' એ પ્રમાણે વાંચવું.

૯૫ પં. ૨૦ દિગ્દર્શન : દિશાઓનું દર્શન એટલો યૌગિક અર્થ જ.

## ૯૬ પં. ૨૬-૩૨ આમ જ સાક્ષરજીવનનું...ઉચિત છે.

આ લાંબા સમૂહવાક્યમાં બીજું મુખ્ય ક્રિયાપદ 'જોઈશુ' છે એ ક્રમભંગ છે, તે 'જોવાનુ છે' એમ લેતાં દૂર થાય છે ઓછામાં ઓછાં બે વિરામ ચિહ્નો પણ ઉમેરી લેવાં; (૧) 'વિષય છે' પછી, અને (૨) 'કે નહીં' પછી

## ૯૮ પં. ૧૧-૧૪ આપણું સ્થૂલ મુખ .....જાગ્યાં કરે છે.

આ સમૂહ વાક્ય ગુચવાઈ ગયું છે, ગૂચો કાઢવા ઓછામાં ઓછા બે વધારા અને એક સુધારો કરવા પડશેઃ કાઢી તેમાં છે ત્યાં 'કાઢે અને તેમાં' એમ વાંચવું, અને તેવો આશીર્વાદ છે ત્યાં 'તેવા આપણે આશીર્વાદ' વાંચવુ.

૧૦૦ પં. ૬ તેને=બલદેવના જેવા પ્રવાહ-પાતને.

૧૦૦ In the present—

સજીવ-સાંગ (Organic)-સૃષ્ટિમાં દરેક જાતિમાં નવીનતાઓ અને પ્રવિશિષ્ટ-અસામાન્ય-વ્યક્તિઓ ઉત્પન્ન થયા જ કરે છે. આનું કારણ શું હશે

તે અર્વાચીન વિજ્ઞાન હજી કળી શક્તું નથી, તથાપિ સાંગ સૃષ્ટિમાં આમ બન્યા જ કરે છે, સાંગ સૃષ્ટિનો એ એક સ્વભાવ જ છે, એ હકીકત સર્વમાન્ય છે. માનવ જાતિમાં નિસર્ગશક્તિ વિષેનું આપણું જ્ઞાન હજી એટલું અલ્પ છે કે નિસર્ગશક્તિવાળી વ્યક્તિઓ પેદા થાય છે એ હકીકતને સૃષ્ટિના ઉપલા સ્વભાવનો એક અતિ નામીચો અને મનનીય દાખલો ગણીને જ આપણને ચલાવી લેવું પડે છે. શેક્સ્પિયર, માઇકેલ એન્જેલો, કે બુદ્ધ પોતપોતાના દેશકાલમાં શી રીતે ઉત્પન્ન થયા, એવાએવા સવાલનો આપણી પાસે જવાબ જ નથી.

જ્વાલા : લગભગ અખંડ ચાલ્યા કરતી, દેખાય નહી ત્યારે પણ અસ્તિ ધરાવતી, વચ્ચેવચ્ચે ભભૂકી ઊઠતી અને અજબ કૃતિઓ રૂપે પરિણમતી પ્રવૃત્તિ, શરીરમનના બીજા સર્વ વ્યાપારો અને શક્તિઓને પોતાને અધીન અને ઉપકારક બનાવવાની શક્તિવાળી પ્રવૃત્તિ, જેમાં વ્યક્તિનું બધું સત્ત્વ તેલ વાટ આદિ રૂપે હોમાય છે એવી પ્રવૃત્તિ, સધર્મી જીવોને પ્રકાશ અને ઉત્તેજન આપતી પ્રવૃત્તિ–સ્વયંપ્રકાશ અને બીજી અનેક ગૌણ વ્યક્તિઓને પ્રકટાવતી. ૧ લી સાહિત્ય પરિષદના પ્રમુખપદેથી કરેલાં વ્યાખ્યાનમાં પણ કર્તાએ આ શબ્દ આ જ અર્થમાં વાપર્યો છે.

૧૦૨ Keenness—

આપણી સર્વ શારીરિક તેમ માનસિક શક્તિઓ ઉપર આંતર તેમ બાહ્ય સ્પષ્ય વસ્તુઓ સ્થિતિઓ ગતિઓ ગુણો આદિ અસર કરે છે એ જાણીતું છે. સર્ગશક્તિવાળી વ્યક્તિનો એક વ્યાવર્તક ધર્મ એ છે કે આવી અસરો તેના પર એટલી બધી થાય છે કે મુકાબલે સામાન્ય માણસોને બૂઠાં રીઢાં જડ વાં પડે. નિસર્ગશક્તિવાળી વ્યક્તિઓને શારીરિક અસરો કેટલી બધી વધારે ય છે તે કાર્લાઇલના દાખલાથી જોઈ શકાય છે. માનસિક અસરોને માટે ટન, દૅન્તી, અને શેલિના દાખલા જાણીતા છે...લાગણીઓની આવી જુક ગ્રહણશક્તિને બુદ્ધિશક્તિની લોકોત્તરતા સાથે ગાઢ સબંધ છે. નિસર્ગક્તિવાળા માણસોમાં આ ગુણ હોય છે એમ કહેવાને બદલે આ જ નિસર્ગર્નું જીવંત બીજ છે એમ જ કહેવું ઘટે છે. કવિનું વિશાલ તલસ્પર્શી ન તેની ચંચલ નાજુક અને બહુશિખ લાગણીમાંથી જ ઉદ્ભવે છે. કવિ વનામય ચિદાકાશ તરફ જાણે પરાધીન હોય તેમ તણાય છે. રાત અને સ કોઈ અજબ–સામાન્ય જડ માણસોને અદૃશ્ય એવી–સુંદરતાના લોકોત્તર પિધાનો પાછળ ભૂત જેવો ભમે છે, તે આ એની અનન્ય લોકોત્તર લાગણીઓનું કાર્ય છે. વાસ્તવિક સૃષ્ટિની વેંતભર સીમમાં સૌંદર્યામૃતપાનની એની તૃષા પતી નથી, ભવ્યતાના અનુસંધાનની એની આરત શાંત પડતી નથી. આથી

કરીને જ એ અનુપમ અવનવા સર્ગો કલ્પવા પ્રેરાય છે, અને આવા ભાવના-પ્રધાન વ્યાપારોથી કવિની પોતાની લાગણીઓ પણ પાછી વધારેવધારે તીવ્ર અને તીક્ષ્ણ થતી આવે છે.

સ્વતંત્ર સર્ગની રચના પાછળ કર્તાને સખ્ત માનસિક શ્રમ પડે છે, સર્ગ મૂર્ત રૂપ ધરે તે છેલ્લી ઘડીઓમાં નહી, તોપણ તે માટેના સાધનો એકઠાં કરવામા અને ઉપયોગમાં લઈ શકાય એવુ તેમને રૂપ આપવામા.

અને આવા સર્ગના પ્રસવ વખતે કર્તાનો આખો આત્મા જાણે જ્વર આવ્યો હોય એમ તવાય છે અને ધ્રૂજે છે. સર્ગ માટેની પ્રેરણાઓ મળે છે ત્યારે વર્ષોના અનુભવનો ખજાનો એકઠો થયેલો હોય તેના ઊંડામાં ઊંડા પડ આરપાર ભેદાઈને તેમાથી આ નવા ફણગા તીરવેગે ફૂટી નીકળે છે અને કર્તારૂપ એ આખા ક્યારામા જાણે ભૂકંપ અને ઉત્પાત થાય છે. કલ્પનાતી વસંતઋતુનો આ બહાર, ચિત્તસમુદ્રમાના આ તોફાન અને ગર્જન, ઇચ્છાશક્તિ રૂપ લગામના (માર્ગદર્શક) રશ્મિઓ અને (પ્રગ્રાહક) કાંટાઓને ઘોડાં જ લેખવે છે. સાધનસામગ્રી એટલા તો વેગથી બુદ્ધિની સપાટી ઉપર ધસી આવે છે કે લાંબા વખત સુધી બહુ જ ઊંચા પ્રકારની એકાગ્રતા સાધી શકે તે જ કર્તા એ સામગ્રીનો ઘટતો ઉપયોગ કરી બંધબેસતા વિધાન કલ્પી શકે. આથી કરીને આવો સર્ગવ્યાપાર કોઈકોઈ વાર આનંદના શિખરોનો અનુભવ કર્તાને કરાવે છે, તો પણ તેનાથી ઘણુખરુ થાક પણ બેસુમાર લાગે છે

લામાર્ટીન (નામે ફ્રેન્ચ લેખક) બાયરન વિશે બોલતાં કવિપ્રતિભાની વ્યાખ્યા આપે છે તે સૂચક છેઃ કવિપ્રતિભા એટલે "અંતઃકરણના તંતુઓનું માનવ અંતઃકરણને માટે લગભગ અસહ્ય એટલા બધા આવેશવાળુ આંદોલન,".. લોર્ડ બીકન્સ્ફીલ્ડે એક પ્રસગે કહ્યું છે કે "કર્તાની પ્રકૃતિમા એવું નૈસર્ગિક વલણ હોય છે કે તેને પોતાના કાબુમાં રાખવાને બદલે પોતે જ તેના કાબુમા જઈ પડે છે." પોતાને કોઈ બાહ્ય જેવું બલ પ્રેરે છે, અવશ બનાવે છે, તેની બંદાગીરી કરાવે છે, એમ અનેક પ્રતિભા-સંપન્ન કલાકારે પોતાનો જાત-અનુભવ વર્ણવતાં સ્વીકારેલુ છે

૧૦૩ Our conclusion is—

સુખી સફલ સ્વસ્થ જીવન એટલે પરિસ્થિતિને અનુકૂલ અને અનુકૂલ કરી લેવાની શક્તિવાળુ જીવન. આ પરિસ્થિતિ-સાનુકૂલ્ય સાધવામાં સામાન્ય બુદ્ધિશાળી મનુષ્યો જેટલા વિજયી નીવડે છે, તેટલા વિજયી અસામાન્ય બુદ્ધિવાળા પ્રતિભાસંપન્ન માણસો નીવડવા સંભવ નથી એ આપણો છેવટનો નિર્ણય આવે છે. વધારે બુદ્ધિ અને શક્તિવાળા વધારે વિજયી થાય એ સામાન્ય નિયમમાં આ પ્રતિભાસંપન્ન પુરુષોનો આપણને અપવાદ ગણવો પ્રાપ્ત થાય છે. કારણ કે એવા પુરુષોની બુદ્ધિ અને શક્તિઓ અને આખુ માનસબંધારણ

અસાધારણ છે એટલું જ નહીં પણ અસાધારણ નાજુક છે. પરિસ્થિતિમાંના પ્રતિકૂળ અપકર્ષક અધઃપાતી અંશોની ઝાપટ નાનામોટા સર્વને વાગે છે. એવી ઝાપટોથી પોતાનું જતન કરી લેવામાં પ્રતિભાવાન વ્યક્તિઓ એમની પ્રતિભાને લીધે જ કમતાકાત જણાય છે.

And it is—

અને અહીં આપણે પ્રતિભા અને બુદ્ધિપ્રભાવ વચ્ચેનો વ્યાવર્તક ભેદ જોઈ શકીએ છીએ. બુદ્ધિપ્રભાવ એટલે જે માનસિક શક્તિઓ માણસમા સામાન્ય રીતે હોય છે, અને જેના ગુણ અને કિંમત સૌ કોઈ જાણે છે, તેનો અતિશય. જે માણસમાં આવી સામાન્ય બુદ્ધિનો અતિશય જ હોય, તે વર્તમાન વિચારસરણીને જ અનુસરે છે, લોકલક્ષણ લોકમત આદિનું તલસ્પર્શી અવલોકન કરે છે, તત્કાળ લોકો વાહવા કરે એવી કૃતિઓ ઉપજાવે છે, અને ખરા સર્ગવિધાનની ઉન્મત્તાવસ્થામાં જ પલાવવું એ એક જાતનો ગુનો કે એક જાતની મૂર્ખાઈ હોય એમ તેનાથી દૂર ગાઉ આઘો રહે છે આથી ઊલટું નવીન સ્વતન્ત્ર સર્ગોના ઉત્પાદકને, કલાના નવા અવતારોના વિધાયકને, સર્ગકાલની ઉન્મત્તાવસ્થા જ, આપણે જોઈ ગયા તેમ, જીવનસર્વસ્વ છે. જે બલનો બંદો બની તે પોતાની પ્રવૃત્તિમા પડે છે તે એના મનને દૈવી જેવું વસે છે, અને સર્ગકાલમા, પોતાની પ્રવૃત્તિનુ, પોતાને કે અન્ય કોઈને પણ, વ્યવહારુ પરિણામ શું આવશે, તેની એને થોડી જ તમા હોય છે. અને કહેવાની જરૂર નથી કે આવી બેતમાઈ જે પરિસ્થિતિ–સાનુકૂલ્ય અને જે પહોંચથી માણસો વિજય મેળવે છે તે કરતા ઊલટી જ છે

૧૦૪ But if improvident—

વ્યવહારજ્ઞોની તુલામા એ માણસ ગાફેલ છે, પણ એ એની ગાફેલિયત કોઈ મહાન સદર્થે છે. મહાપુરુષો કેવી કેવી પ્રશસ્ય રીતે ઉપયોગી છે તે ઇમર્સન અને બીજાઓએ આપણને સમજાવ્યુ છે. કોઈ નવા જ સત્યનો દ્રષ્ટા, કોઈ ઉચ્ચતર મધુરતર કલારૂપોનો શોધક, પોતાના જમાનાના લોકસઘથી ઘણો આગળ નીકળી ગયેલો નાયક છે, અને એના મહાભારત પ્રયાસોનું પરિણામ કાલપરિપાકે એ આવે છે કે એની પ્રજા માત્ર નહીં પણ સમગ્ર જનતા માનસિક સમુત્ક્રાન્તિનું એક પગથિયું ઊંચે ચડી શકે છે. આવો માણસ સર્વવ્યાપી જીવનવિગ્રહમાં બુદ્ધિવડે ઝૂઝતા સૈનિકદલમા દલથી છૂટો પડી મોખરે વધી ઘણો આગળ નીકળી ગયેલો સૈનિક છે. એ પોતાના દલથી છૂટો પડી ગયો છે, આગળ વધી ગયો છે, અને શત્રુના પડમાં એકલો જ ઘૂસેલો છે. તેથી કરીને એને અસાધારણ મોટાં જોખમો ખેડવાં પડે છે ..આ પ્રમાણે જોઈ શકીએ છીએ કે પ્રતિભાને દાનશૂરતા કે આત્મભોગના જેવી ગણવી ,ઘ છે, કુદરત વ્યક્તિઓની નવી નવી તરેહ ઉપજાવ્યા જ કરે છે તેમાથી

કેટલીક પરિસ્થિતિ-સાનુકૂલ્ય સાધી શકે છે ને વિજયી નીવડે છે; કેટલીક એ શક્તિ વગરની નીવડી પરાજય પામે છે પ્રતિભા (અર્થાત્ પ્રતિભાસંપન્ન વ્યક્તિ) વ્યક્તિજીવનના જયપરાજય જ જોઈએ તો પરાજયના મુખમાં **જઈ પડવી સંભવિત એવી તરેહ જણાય છે, પરંતુ જો સમષ્ટિ-જીવનના જયપરાજય પણ જોઈએ, તો એ તરેહ સમષ્ટિની સમુત્ક્રાન્તિમાં અતુલ ઉપકાર કરી શકે એવી લાગે છે.**

૧૦૫ If this be—

પ્રતિભાવાનની પ્રકૃતિ અને લોકોપકારકતા વિશેનું ઉપલુ વિવરણ વાસ્તવિક હોય તો તેમાથી આપણે વ્યવહારમા પાળવા જોઈએ એવા એકથી વધારે ધડા નીકળે છે. ઉ ત ઉપલુ વિવરણ નથી સૂચવતુ શુ કે મહાપુરુષોની ખોડખાપણો વિશે આપણે વધારે ઉદાર દૃષ્ટિ રાખવી ઘટે? સસારની જે ગભીરતર જવાબદારીઓ સૌને માથે છે તેમના સબધમા પ્રતિભાવાનોને માટે જુદું ધોરણ રાખવાની જરૂર નથી એ ખરુ. વળી વધારે શક્તિ તેને માથે વધારે ધર્મ એ ન્યાયના પ્રતિભાવાનોને અપવાદ ગણવાની યે જરૂર નથી તથાપિ પ્રતિભાવાનો પોતાના વિશિષ્ટ કર્તવ્ય મનમાનતી રીતે બજાવી શકે એમા જગતનો અતર્ક્ય લાભ સમાયેલો છે, અને પ્રતિભાવાનોની પ્રકૃતિ જ એવી છે કે તેઓ કેટલાક ખાસ આધિવ્યાધિ અપલક્ષણ આદિના ભોગ અને એમા દોષ એમની એ પ્રકૃતિનો જ મુખ્યત્વે ગણવાનો છે, એટલુ ધ્યાનમા રાખીશુ તો જણાશે કે સસારીઓને જે યમનિયમાદિ સામાન્ય આચારનીતિ સુલભ છે તે આવા માણસોને એટલી સુલભ નથી. લોકસમૂહના ન્યાયાન્યાયના સ્થૂલસૂક્ષ્મ ધોરણ કયા કયા સુધારવા ઘટે છે-કેટલા અને શાશા કારણથી દુષ્ટ છે, એની મીમાસામા સમર્થ ઘડાયેલા પડિતો પણ છક્કડ ખાઈ જાય છે. તેથી આપણે એટલુ જ કહીને વિરમીશુ કે પ્રતિભાવાનોના સ્વભાવ ચારિત્ર્ય આચાર અને સેવાના તોલનમા ન્યાય અને સમભાવનું યથાયોગ્ય મિશ્રણ જળવાય તે માટે લોકોએ એમના પ્રતિ ત્રણ જુદીજુદી લાગણીઓના સમવાયવાળી વૃત્તિ કેળવવી ઘટે છે. એક તો આપણે એમના તરફ પૂજ્યભાવ રાખવાનો છે પણ પૂજ્યવસ્તુને આપણે અતિ ઉચ્ચ અને દૂર બણીએ છીએ, તેની અને આપણી વચ્ચે ઘણુ અતર રાખીએ છીએ, અને આવું અતર સમભાવને પ્રતિકૂલ છે આપણા પોતા ઉપર ખાસ ઉપકાર કર્યો હોય તેના તરફ જેવી અગત અનુગ્રહ-બુદ્ધિ સ્ફુરે છે તેવી અગત અનુગ્રહબુદ્ધિ પણ આપણે પ્રતિભાવાનો તરફ રાખવાની છે. પણ આવી અગત અનુગ્રહબુદ્ધિ હોય ત્યારે પણ ઉપકાર કરનાર અને ઉપકારવશ બનેના હૃદય અન્યોન્ય આલિંગે એવા આર્દ્ર માનુષી ભાવથી સધાયેલા હોતાં નથી. માટે પ્રતિભાવાનોની સામાન્ય જનો માટે તુચ્છકાર, પોતા માટે ગુમાન, નાનીમોટી વિચિત્રતા, અસહિષ્ણુતા, અનીતિ આદિ કસૂરો પ્રતિ કડક દોષૈકદૃષ્ટિને

એટલે એવી કસૂરોમાં પ્રતિભાવાનો દૈવાધીન હોઈ તેમ એ કસૂરોથી એમને પોતાને પણ ઘણુંઘણું ખમવું પડતું હોઈ, તેઓ ક્ષમા અને દયાને પાત્ર છે, એવો ભાવ પણ આપણે એમના તરફ રાખવાનો છે.

**૧૦૬ प्राणानाम्—**

કલ્પના કરો અને તુરત તે ફળ આપે એવાં વૃક્ષ તે કલ્પવૃક્ષ. આવાં વૃક્ષોનાં વન ને વન લાગી રહ્યાં છે એવા આ આશ્રમમાં પણ આ તપસ્વીઓ વાયુના જ આહાર વડે દેહ ટકાવે છે. અહીંનાં કાંચનપદ્મ માત્ર રંગે નહીં પણ વાસ્તવિક કાંચનનાં છે. અને એવાં પદ્મો અહીં એટલાં બધાં ખીલે છે અને કરમાય છે કે ઝરણ કુંડ તળાવ નદી કૂવા આદિ સર્વ જળાશયોનાં પાણી આ કાંચનરેણુના અત્યંત પ્રમાણને લીધે રંગે કાંચન જેવાં જ પીળાં છે; એ પાણીમાંથી કાંચન જોઈએ એટલું કાઢ્યા કરો તોયે ખૂટે એમ નથી; પરંતુ આ તપસ્વીઓ એ પાણીને નાહુંધોવું આદિ ધર્મ્ય અને નિર્દોષ ક્રિયાઓમાં જ કામમાં લે છે. રત્ન જેવી જ નહીં પણ વાસ્તવિક રત્નની શિલાઓ ને શિલાઓ જ્યાં ને ત્યાં અસંખ્ય પડેલી છે; રત્નશિલાઓના ડુંગરોમાં આ તપસ્વીઓ વસે છે, પરંતુ આ તપસ્વીઓ એ રત્નશિલાઓનો આસન માટે જ ઉપયોગ કરે છે અને ધ્યાનમાં જ મગ્ન રહે છે, રત્નનું રત્નપણું જોતા પણ નથી. સદાસર્વદા ભ્રમનર્તની અને આલિંગનાદિમાં પતિ અને પરના સાંસારિક નીતિબંધનને તાબે નહીં એવી અપ્સરાઓ અહીં જોઈએ એટલી અને ઇચ્છો ત્યારે આવી મળે એમ છે; આ સ્થાનમાં એવી અનુકૂળતા છે કે ભોગવિલાસ ઇચ્છો એટલા કરી શકાય, ઉત્તમોત્તમ નાયિકાઓ સાથે, અને વળી તેમાં અધર્મનો છાયા પણ નહીં. પરંતુ આ તપસ્વીઓ સંયમીજીવનને જ સાચું જીવન માને છે, અને જેને માને છે તે અવિશુદ્ધ આચારમાં મૂકે એવા અસીમ સંકલ્પબળવાળા છે. ટૂંકામાં, મુનિઓમાંના પણ ઘણા તપ કરે છે, અમુક અમુક વાંછિત મેળવવાને માટે; અતિ કઠિન તપનાં મોંઘેરાં ફલ જેવાં એ ઉત્તમોત્તમ વાંછિતો પણ અપ્રયત્નલભ્ય નિસર્ગસિદ્ધ છેક સામાન્ય વસ્તુઓની કોટિમાં આણી મૂકે એવું આ સ્થાન છે; એવા સ્થાનમાં વસનારા આ મહામુનિઓ શું વાંછે છે શું આચરે છે?—કેવલ તપોજીવન! 'ભાવનાસદૃશી સિદ્ધિઃ' એ સૂત્ર કોઈના સંબંધમાં પણ સંપૂર્ણ સત્ય હોય તો આ અસીમ સંકલ્પબળવાળા મહાત્માઓના સંબંધમાં જ હોય, તેઓનાં જીવન અને તેઓની ભાવના એકાકાર જ હોય, એટલે મનુષ્યજીવનનો શુદ્ધતમ ઉચ્ચગ્રાહ તપોજીવન છે એના આ મહામુનિઓ જીવંત આદર્શ છે.

**૧૦૭ सा हि—**

એ તો કુલપતિ કણ્વના શ્વાસ અને પ્રાણ છે.

**मेघा वर्षन्तु—**

ભલે મેઘા વર્ષે ગાજે વીજળીઓ વછોડે; તાપ કે છાંયડો લીધું સરું કંઈ જ અભિસારિકા લેખવતી નથી, પોતાના દિલમાં રમી રહેલાને મળવા માટે એટલી તો ઉત્સુક થઈ રહી છે કે નાકની દાંડી વાટે ધસી જ જાય છે.

પં. ૩૧ વાહનત્વ :—કલ્યાણપ્રવૃત્તિ રૂપ વિષ્ણુનું એ સાક્ષર ગરુડ રૂપ સપક્ષ વાહન બનશે.

૧૦૮ પં. ૫ સસ્કારક : પ્રવાહને સસ્કાર દેતુ, સમુત્ક્રાન્ત કરતું, ઊંચી કોટિએ ચડાવતુ.

૧૦૯ પં. ૧૩ દષ્ટા–સાક્ષ–ર : ક્ષર નહીં તે અક્ષર; અક્ષરજ્ઞાનવાળા તે સાક્ષર; અક્ષ એટલે ઇંદ્રિય અને ઇંદ્રિય વિષય એ અર્થ ઉપર ૮૯ મા પૃષ્ઠે આવી ગયો છે; અહીં અક્ષિ—આંખનો અર્થ લઈ સાક્ષી–સાક્ષ એટલે દ્રષ્ટા એમ દ્રષ્ટા શબ્દનો સકલ અર્થભાર પણ આ 'સાક્ષર' શબ્દમાં ભરવાના હેતુથી કર્તાએ આ પ્રમાણે ભાગ પાડીને લખ્યુ છે.

પં. ૨૫ : ઉત્તરરામ : ઉત્તરરામચરિત નાટક.

**૬૧૦ પં. ૬ પ્રક્રિયાથી ઉદ્ભૂત—**

ચર્મચક્ષુગોચર સૃષ્ટિ એટલે સૃષ્ટિ. પ્રક્રિયા–યોગ્ય ક્રમે યથાર્થ મેળવેલું શાસ્ત્રજ્ઞાન: એથી ઉદ્ભૂત ઊંચી સૃષ્ટિ એટલે શાસ્ત્રજ્ઞ શાસ્ત્રચક્ષુવડે સૃષ્ટિને જે રૂપની જુએ છે તે; પ્રાકૃત સૃષ્ટિના દેહમાં ખરુ તત્ત્વ–તેનો જીવ–આ શાસ્ત્ર' દર્શિત સૃષ્ટિ છે. પ્રાકૃત નેત્રો સૃષ્ટિને જ જુએ છે ત્યારે શાસ્ત્રજ્ઞો એ પ્રવાહને શાસ્ત્રદૃષ્ટિ વડે સંસ્કારીને જુએ છે

પં. ૧૮ લક્ષ્યના અનુરોધથી જ વ્યવસ્થા: લક્ષ્ય=પદાર્થો પદાર્થોને વળગીવળગીને ઘડીએ, પદાર્થો પોતે જાણે સ્વીકારતા હોય એવી ઘડીએ, એ પણ અકારણ અપવાદ રહી ન જાય એવી ઘડીએ. ઘડાયા પછી એટલી બંધબેસતી અને ચારે તરફ પ્રકાશ ફેલાવતી લાગે કે આ પૂર્વે કોઈએ કેમ ન ઘડી, કોઈને કેમ ન સૂઝી એવી તે ઊડીને આંખે વળગે, એનું નામ શાસ્ત્રવ્યવસ્થા.

**પં. ૨૧ મુંજમાંથી ઇષીકા : —तं स्वाच्छरीरात्प्रवृहेन्मुञ्जादिवेषीकाम् (कठोप०)**

મુંજ ઉપનયનમાં બ્રાહ્મણ બટુકને બાંધે છે તે. એ ઘાસમાં મધ્યે સળી હોય છે તેની આસપાસ પાંદડાં એવાં તો ચોટેલાં હોય છે કે પાંદડાંનાં પડો ઉકેલવા જતાં સળી પોતે ભાગી ન જાય તે માટે બહુ બહુ સમાલવું પડે છે. આત્માની આસપાસ શરીરાદિ પાંચ કોષ–પડ–આ જ પ્રમાણે સજડ ચોટેલા હોય છે; તે ધીર પુરુષે બડી સાવધાની કાળજી અને ખંતથી અલગ પાડી આત્માને

પોતાને ઓળખી લેવાનો છે. શાસ્ત્રકારે લક્ષ્યમાંથી લક્ષણ પણ આ પ્રમાણે લોકોત્તર ચતુરતા અને અવિરત એકાગ્રતાથી કાઢવાનાં છે.

પં. ૨૨-૪ લક્ષણ, ઉત્સર્ગ, અને શાસ્ત્ર : લક્ષણબંધી કરવી, વર્ગો પાડવા, વ્યાખ્યાઓ રચવી, અસંખ્ય વ્યક્તિઓ જોઈ જોઈને તથા સમાનધર્મ વ્યક્તિઓને તેમના વર્ગમાં સંગ્રહીને વર્ગો પાડવા અને દરેક વર્ગની વ્યાખ્યા બાંધવી, એ પહેલું પગથિયું; આ વર્ગો અને વ્યાખ્યાઓમાંથી સામાન્ય નિયમો ઉપજાવવા અને તે સિદ્ધ કરી દેખાડવા જેવા કે ન્યૂટનના "ગતિના નિયમો," એ બીજું પગથિયું; અનેકાનેક સિદ્ધ કે માત્ર દૃષ્ટ (empirical) નિયમોમાંથી તેમના પરસ્પર સંબંધ આદિની વ્યવસ્થા કરવી એનું નામ નવું શાસ્ત્ર રચવું, જેવું કે ખગોલશાસ્ત્ર, એ ત્રીજું પગથિયું.

लक्ष्यैकचक्षुष्कः—

લક્ષ્યને જ જોઈ રહેનારો, શાસ્ત્રની પર્યાલોચના વિના પણ, ઉત્સર્ગો બાંધે છે, અપવાદો ન નડે એવા ઉત્સર્ગો બાંધે છે, અને એ ઉત્સર્ગોવડે લક્ષ્યવિષયને, તેમાંના પદાર્થસમૂહને સત્કારી લે છે.

૧૧૨ પં. ૧૭ : **સામગ્રીના** છે તે 'સામગ્રીનો' જોઈએ. પણ 'સામગ્રીઓના ભાર' એમ ભાર બહુવચને લઈએ તોયે લેવાય.

शिरसि निहित०

ઉપર (૭૭) 'આકાલિક' નો અર્થ આપ્યો છે તે પ્રમાણે રોજ ને રોજ રાત પડયે કરવાનું કાર્ય તે આરાત્રિક—આરતી આપણે પાત્રને પણ-આરતી કહીએ છીએ.

આ આરતીના ભારે પાત્રનો ભાર માથા ઉપર લઈને તેને ઘુમાવું છું—આરતી હાથે નહીં પણ માથાવડે ઉતારું છું—તામિલ નટીઓના જેવી કલાથી આરતીને જરા આંચ ન આવે એમ માથે સ્થિર રાખીને મારું આખું શરીર એવી રીતે ફેરવું છું કે આપની આરતી અનવદ્ય ઊતરે—એવા આ આપના દાસને આપના કૃપાજીના દૃષ્ટિપાતનો અનુગ્રહ ફરી એક વાર કરો!

૧૧૩ પં. ૧૯ વર્ણસંકર, વર્ણ એટલે અહીં અક્ષરો અને શબ્દોનો જ અર્થ છે.

૧૧૩-૪ પં. ૨૦—૭ પણ તેને......સંભળાય છે. આ લાંબું અણઘડ વાક્ય ઉતાવળનું જ પરિણામ છે; 'સિદ્ધ કરેલી છે' આગળ અર્ધવિરામ ઉમેરી લેવું.

૧૧૪ પંક્તિ ૧૪ : 'શુદ્ધદૃષ્ટાની' એ શબ્દ છોડી દઈએ તો પણ ચાલે.

### ૧૧૫ This work being—

આ કાર્ય પૂરું થતાં, આ પ્રમાણે નિશ્ચિત કરેલા પાઠનું જતન થાય, તેમાંથી લેશ પણ ખોવાય નહી કે ફેરફાર થવા ન પામે, તે માટે અસાધારણ ઉપાયો યોજવા માંડયા, અને એ જતનથી એ પરિણામ આવ્યું છે કે મૂલ પાઠ આટલા બધા લાંબા સમય સુધી આમ બિલકુલ હાનિ કે અશુદ્ધિ વગર પૂરેપૂરો યથાવત્ જળવાઈ રહ્યાનો માનવસાહિત્યના આખા ઇતિહાસમાં બીજો એક પણ દાખલો છે નહી.

પ્રથમ 'સંહિતા'ના વાક્યોમાંનો દરેક શબ્દ છૂટો પાડી આ શબ્દશઃ પાઠ ગોખાતો: સંહિતાનું આ રૂપ **પદપાઠ** કહેવાય છે. પછી પદપાઠનો દરેક શબ્દ તેની આગળના શબ્દ જોડે એક વાર, અને તેની પાછળના શબ્દ જોડે બીજી વાર એમ ગોખાવા લાગ્યું; સંહિતાનું આ રૂપ **ક્રમપાઠ** કહેવાય છે... પછી ક્રમપાઠનો દરેક અવયવ પાછો બેવાર ગોખવાનું શરૂ થયું; એકવાર એના મૂલ ક્રમમાં આખો અવયવ બોલાય કે તે પછી તેનો ઉત્તરાર્ધ પ્રથમ અને પૂર્વાર્ધ બીજો મૂકીને તેને ફરી બોલવો એમ ગોખાવા લાગ્યું; સંહિતાનું આ રૂપ **જટાપાઠ** કહેવાય છે ..**ઘનપાઠ**માં પદપાઠનાં પદોની આ કરતાંયે વધારે પુનરુક્તિ (દરેક પદ સાત વાર) અમુક ક્રમમાં આવે છે ... ... ... છેવટ, 'અનુક્રમણીઓ' થઈ, જેમાં ઋગ્વેદાન્તર્ગત વિષયો શબ્દો આદિ અનેક જુદીજુદી યાદીઓમાં સંગ્રહેલાં છે, અને જેમાં ઋગ્વેદમાંની ઋચાઓ, શ્લોકો, પંક્તિઓ, શબ્દો, અને અક્ષરોની પણ સંખ્યા આપેલી છે.

અત્યારે ઋગ્વેદનો એક જ પાઠ મળે છે; પરંતુ એકથી વધારે પાઠ આગળ કોઈ કાળે પણ હતા કે હશે એવી શંકા ઉઠાવવાનું કરીએ તે માટે લગીરે પુરાવો ક્યાં છે?

### ૧૧૭ विद्या ह वै—

વિદ્યા બ્રાહ્મણ પાસે આવી અને બોલી: "મારું સંરક્ષણ કર; હું તારો ખજાનો છું; દોષૈકદૃષ્ટિ, કુટિલ, કે કોઈનું પણ અહિત વાંછનારને મને ન આપ; જેમજેમ એવાથી મારું જતન કરીશ તેમતેમ મારું વીર્ય જોર ખીલશે."

### ૧૧૮ The deeper one—

વેદના શબ્દો અને વિચારોનાં પ્રાચીનતમ રૂપોમાં જેમજેમ ઊતરી શકીએ છીએ તેમતેમ એમનું અવેસ્તાના શબ્દો અને વિચારો સાથેનું નિકટ સગપણ વધારે ખીલી આવે છે. અવેસ્તામાંની અનેક અગમ્ય પંક્તિ વેદના ઋષિઓના કાવ્યોનો પ્રકાશ તેના ઉપર પડતાં અણુધારી રીતે ઉકેલી શકાય છે, અને લાંબા વખતથી ભુલાઈ ગયેલો ભૂતકાળ, અને પારસી ટોળો જે ઘણા દેવો અને બીરાંરોને તેઓ કોણ હતા ક્યાંથી આવ્યા શી રીતે ઉત્પન્ન થયા એમાંનું કશું

ધે જાણ્યા વગર પૂજે છે અને સ્તવે છે તે, વેદના પ્રકાર વડે એકાએક માત્ર નામ કે શબ્દ મૂકીને સમજાય એવી વસ્તુઓની કોટિમાં આવ્યા છે.

પાદટીપ : ગણક—

અશ્રુતશાસ્ત્રી, વૈદ્ય, અને વૈદિકના મુખ રૂપ કોતરો ન હોત તો વ્યાકરણશાસ્ત્રરૂપ સિંહથી બીધેલા અપશબ્દ રૂપ મૃગો નાસીને કયાં સ્થાનમાં ભરાઈ શકત?

૧૧૯ વર્તમાન—

ચાલુ દેહ ટકે એટલું અને અનિષિદ્ધ અન્ન પામવાની ઇચ્છા કુદરતી છે અથવા તો અપરિહાર્ય છે અથવા તો પરિહરવી અધર્મ્ય છે: એ ઉપરાંત લેશ પણ લૌકિક ઇચ્છા અધર્મ્ય એવી દૃઢ ચેતોવૃત્તિ તે વિરાગ; પરલોકના ભોગવિલાસ પણ અધર્મ્ય એવી દૃઢ ચેતોવૃત્તિ તે વિરાગ; ઉભય લોકના ભોગવિલાસને અધર્મ્ય ગણતી દૃઢ ચેતોવૃત્તિ તે વિરાગ.

૧૨૦ પં. ૨૧ : નિરક્ષર વિષયોમાં પઠનપાઠનાદિ સ્વાધ્યાય સિવાયના (આજીવિકા મેળવવા માટેના) વિષયોમાં.

૧૨૩ પં. ૧૧-૧૨ અર્થસત્ત્વ : (૧) અન્નનો અર્થ એટલે કે તેનું સત્વ; (૨) પુસ્તકના અર્થરૂપ સત્વ.

પં. ૧૪ વાંચવાના ભરેલા છે : વાંચનરૂપ વસ્તુ તેમાં ભરેલી છે; 'અક્ષર' આ વસ્તુથી ભરેલા છે.

પં. ૨૦ પદ્મિની સ્ત્રી—

આગલા પ્રકરણમાં વિદ્યા ઇ° એ મત ટાંક્યો છે અને સરસ્વતી ભોગવતાં પણ કુમારિકા રહી એ દૃષ્ટાંત આપ્યું છે તેના અનુસંધાનમાં જ આ રૂપક લખ્યું છે. આગળ પૃ. ૧૨૭ વગેરે સ્થલે પણ આ ખુલાસો ઘટે છે.

૧૨૫ પં. ૯ દેવીના હૃદયમાંની પ્રીતિની મૂર્તિઓ જેવી ગ્રંથકાર સૃષ્ટિ :—દેવીના પ્રીતિપાત્ર ગ્રંથકારો.

પં. ૨૦ નવું શુદ્ધ ધાવણ : ખોટા કે હાનિકારક ગ્રંથના પ્રતીકાર માટે ખરા હિતકર ગ્રંથ રચશે.

પં. ૨૪ : પોતાના પ્રવાહ પાસે, જે પ્રવાહ પોતાનું લક્ષ્ય છે તે પાસે.

૧૨૮ પં. ૨ : તે પાડાના કરતાં વધારે ઉત્કર્ષકારક લાભ—

બાલદ્રષ્ટા બહુ તો 'સમર્થ વિદ્વાનોના લેખ' નાં અવલોકન અનુકરણ આદિવડે બીજા બાલદ્રષ્ટાઓને મૂલ સમર્થ લેખ તરફ આકર્ષે. પણ આથી

વધારે ઉચ્ચ પ્રયાસ—કોઈ પણ કોટિનો સ્વતંત્ર લેખ-બાલદ્રષ્ટાને શક્ય જ નથી; સ્વતંત્રતા નામે જેમ બાળકને કે તેના સંધાનધર્મી પારાને શક્ય કે છૂટ નથી તેમ; એવી સ્વતંત્રતામાં ઝંપલાવે તો તે બાલદ્રષ્ટાનો અનર્થ-વિનાશ-જ થાય; પાકું-'વળતી વાયે લીધા પરાણ: એવું દુખિયું થયું અજાણું' એ દશાને પામ્યું તેમ.

**૧૩૧-૨ પં. ૨૯...૧૦ અભ્યાસને છોડી ગ્રંથકાર થવાની વાસના આજે પહેલાં પૂર્વે કદી રાખી નથી આ અવ્યવસ્થા-માંથી આપણા પ્રાચીન દ્રષ્ટાઓની વિદ્યાશોધનની વાસનાએ આપણને બચાવ્યા છે.**

આ મત નિરાધાર લાગે છે. ભાટચારણો, માણભટો, વગેરે વિશે કર્તાએ જ ઉપર અને આગળ લખ્યું છે. એ જાતના 'બાલ' કર્તાઓના યુગેયુગે સૈકેસૈકે જમાનેજમાને અસંખ્ય કૃતિઓ નિઃસંશય થયેલી અને વત્તીઓછી ફેલાઈ વહેલીમોડી અસ્ત થયેલી. આવી કૃતિઓમાંથી પ્રસિદ્ધિમાં વધારે વધારે આવતી જાય છે; જૂના સંગ્રહોમાં ઘણીયે પડી છે; અને એવા કેટકેટલા સંગ્રહોનો અને એવી કેટકેટલી કૃતિઓનો નાશ થયો છે તેની અટકળ કોણ કરી શકશે? ગુજરાતી વાઙ્મયનો જ ઇતિહાસ જોઈએ છીએ તો ભાલણ અને પ્રેમાનંદ-શામળ વચ્ચેના ગાળામાં કેટલા બધા 'બાલ' કર્તાઓ જોવામાં આવે છે! અત્યારે નામનિશાન કશું જ જાણવામાં નથી એવા બીજા કેટલા બધા થઈ ગયા હશે એ કોણ કહી શકશે! મુદ્રણકલાનું સાધન યુરોપમાં સામાન્ય ઉપયોગમાં આવ્યું ત્યારથી આગળના પાંચ છ સૈકાના લેખકોની મળી આવી તે કૃતિઓ છાપી શકાઈ એટલે સ્થૂલ અમરતા પામી. તેમ આપણા દેશમાં મુદ્રણકલાનું સાધન ઓગણીસમી સદીમાં ઉપયોગમાં આવ્યું છે, તો તેરમા ચૌદમા સૈકાથી થયેલી આવી કૃતિઓમાંથી જેટલી ઊગરી હશે તેમાંની ઘણીખરી મોડીવહેલી સ્થૂલ અમરતા પામશે.

વળી પ્રવાહપાત કર્યો નથી અગર કર્યો છે તો "અંધકારના યુગમાં અદ્રષ્ટાઓના અધોપાતના ઔષધને માટે જ" (પૃ. ૧૩૩), એ બચાવ જો ભાટચારણો, માણભટો આદિને સારુ યોજીએ, તો ટૂવર-ટ્રૂબેડૂરોને પણ એ બચાવથી જે મળી શકે તે લાભ આપવો ઘટે

**૧૩૩ If it be demanded—**

આ લાંબી ઘોર રાત્રિમાં પ્રાચીન વિદ્યાના થોડાક તનખા કાયમ ચળકતા રહ્યા એનું શું કારણ, એ સવાલના જવાબમાં ખ્રિસ્તી ધર્મની સ્થાપનાને જ કારણપદે સ્થાપવાનું પ્રાપ્ત થાય છે. પ્રાચીન અને અર્વાચીન સંસ્કૃતિ વચ્ચેના લાંબા અસંસ્કૃત ગાળા ઉપર ખ્રિસ્તી ધર્મનો એક જ પુલ હતો જેણે એ બંને

